# શ્રીગોકુલેશ પાઠશાળા

## વર્ષ ૨ અંક ૮

## માગસર સુદ ૧૧, ૨૦૬૫

## શ્રીમોક્ષદા એકાદશી વ્રત



## શ્રીગુસાંઇજી પ્રાગટ્યોત્સવ

શ્રીવલ્લભકુલભૂષણ સકલ શાસ્ત્ર શ્રુતિધાર,
વકતા કર્તા રક્ષક શિક્ષક ધર્મ સુચાર.
શ્રીસુરેશપ્રભુ એક જે શ્રીગોકુલ ઘરના ધણી,
રાખી સૃષ્ટિને નિજચરણે, ધરી સિદ્ધાંતની છડી.

સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ સૌને શ્રીગુસાંઇજી પ્રભુચરણના પ્રાગટ્યોત્સવની આગમ વધાઇ. આપણે આજના આ અંકમાં પૂર્વાર્ધમાં શ્રીગુસાંઇજી વિષે એક ટૂંક નોંધ પ્રગટ કરેલ છે, જે આપણે સૌને કાંઇક શ્રીગુસાંઇજી વિષે સમજવામાં સહાયભૂત થાય. એક ગુરુ-શિષ્યનો સંબંધ કેવો હોવો જોઇએ, તે પણ આપણને શ્રીગુસાંઇજીના ચરિત્રમાંથી સહજ રીતે સમજાય છે. એક એવો પ્રસંગ બને છે કે જ્યારે શ્રીગુસાંઇજી પોતાના શિષ્યો સાથે હાંસી-ખેલ કરી રહ્યાં હતા, ત્યારે શ્રીમહાપ્રભુજીના સેવક દામોદરદાસ હરસાનીજીએ શ્રીગુસાંઇજીને ટોક્યા કે **મહારાજ, યેહ મારગ હાંસી ખેલકો ના હે, તાપ-આરત કો હૈ.** શ્રીગુસાંઇજી સાંભળી ચૂપ કરી રહ્યાં, અને વળી પ્રસન્ન થયા. અને જાણ્યું કે શ્રીમહાપ્રભુજીએજ દામોદારદાસ હરસાનીજીના હૃદયમાં બીરાજીને આ શિક્ષા પ્રદાન કરી છે. શિષ્ય એવો હોવો જોઇએ કે જે હંમેશા પોતાના શ્રીગુરુનું હિત વિચારે. સાચો શિષ્ય પોતાના શ્રીગુરુદેવને ક્યારેય અહિત થવા દેતો નથી. એવી જ રીતે જ્યારે ગુરુ-શિષ્યનો સંબંધ એક નિ:સ્વાર્થરૂપે બંધાયેલો હોય, ત્યારે ગુરુ પણ પોતાના શિષ્યનું અહિત થવા દેતા નથી. જેનો પણ પ્રત્યક્ષ ઉદાહરણ આપણે આ અંકમાં આલેખેલ કૃષ્ણદાસ અધિકારીની વાર્તા પ્રસંગ દ્વારા સમજી શકાય. શ્રીગુસાંઇજી પરમ દયાલ છે, પરમ કૃપાલું છે, તેથી કૃષ્ણદાસ અધિકારીએ આપશ્રીની સ્તુતી કરતાં આ પદની રચના કરી, જે આપણે પોતાના શ્રીગુરુચરણનું શ્રીગુરુપૂજન કરતાં સમયે આ પદ ગાઇએ છીએ.

પરમ કૃપાલુ શ્રીવલ્લભનંદન, કરત કૃપા નિજ હાથ દે માથે;

જે જન શરણ આયે અનુસરહી, ગ્રહિ સોંપત શ્રીગોવર્ધનનાથે.૧

પરમ ઉદાર ચતુર ચિંતામણી, રાખત ભવધારા વહે જાતે;

ભજો **કૃષ્ણદાસ** કાજ સબ સરહી, જો જાને **શ્રીવિઠ્ઠલનાથે**.૨

આપ સહું ને શ્રીગુસાંઇજીના પ્રાગટ્યોત્સવની આગમ વધાઇ.

ભાવત્ક :- દાસ ગોપાલ (વડોદરા), રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)

।। શ્રીગોકુલેશો જયતિ ।।

ગુરુ શિક્ષા – ૧૪

# યથા - અર્થ - ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

..ગતાંકથી આગળ

જેમ આપણે ગયાં અંકમાં જોયું એક મંદિરમાં શ્રીવ્રજદુલ્હે પ્રભુ બિરાજે છે, છતાં શ્રીગોકુલનાથજીનું મંદિર, અન્યત્ર શ્રીકુંજબિહારી પ્રભુ, છતાં શ્રીગોકુલનાથજીનું મંદિર, ક્યાંક એક ગામમાં શ્રીનવનીતપ્રિયાજીનું સ્વરૂપ, છતાં શ્રીગોકુલનાથજીનું મંદિર, એક અન્ય ગામમાં શ્રીબાલકૃષ્ણજીનું સ્વરૂપ, છતાં શ્રીગોકુલનાથજીનું મંદિર, વગેરે સ્વરૂપો, છતાં શ્રીગોકુલનાથજીનું મંદિર. આનું સ્પષ્ટ કારણ એ છે કે શ્રીગોકુલનાથજીની સૃષ્ટિના ગામોમાં શ્રીગોકુલનાથજી મંદિર હોય, પણ ત્યાં શ્રીઠાકોરજી દરેક જગ્યાએ એક સરખાં નથી, દરેક ગામમાં અલગ અલગ સ્વરૂપ બીરાજે છે. છતાં, એકજ નામ શ્રીગોકુલનાથજીનું મંદિર, શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથજીનું મંદિર. અને ત્યાં શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથજી શ્રીપાદુકાજીરૂપે આચાર્યરૂપે બિરાજી રહ્યાં છે.

૩. આપણા શ્રીવાલ્લભ સિદ્ધાંત નિષ્ઠ શ્રીચતુર્થપીઠના સર્વે સેવક-વૈષ્ણવોને યાદ હશે કે (કેમકે, ગામડામાંથી શહેરમાં આવે હજુ બહુ લાંબો સમય થયો નથી, અને હજીએ ઘણાં સેવક-વૈષ્ણવો ગામડાંમાં કેટલાક લોકો વસી રહ્યાં છે) જ્યારે આપણા ગામમાં શ્રીગુરુદેવ પધારતા ત્યારે સહજ દૈન્યથી આપણે આપણું **પત્રમ્ પુષ્પમ્ ફલમ્ તોયમ્** એટલે કે આપણાથી જે અનુકુળતા-સગવળતા સાથે યત્ કિંચિત સ્વીકાર શ્રીગુરુદેવને થાય એવો પ્રબલ દૃઢ ભાવ રાખતાં; આપણા ઘરોમાંથી આપણા તરફથી તપેલી કરાવતા એટલે કે આપણા ઘરેથી સીધુસામગ્રી શ્રીગુરુદેવને ત્યાં પધરાવતા. જેથી આપશ્રી (શ્રીગુરુદેવ) પોતાના શિષ્ય દ્વારા **પત્રમ્ પુષ્પમ્**...ની અલ્પ ટહેલને સ્વીકારી સેવકોને કૃતાર્થ કરે, અને આજે પરંપરા આપના શ્રીગોકુલનાથજીના ઘરના સેવક-વૈષ્ણવોના ગામોમાં શ્રીઆચાર્યગૃહ મંદિરોમાં હતી. આપણે તપેલીના ભાવથી શ્રીગોકુલેશપ્રભુ શ્રીચરણપાદુકારૂપ આચાર્ય સ્વરૂપ માટે જ તપેલી પધરાવતા, નહીં કે એ આચાર્યગૃહમાં બિરાજતા શ્રીઠાકોરજી માટે. આ ટહેલથી શ્રીઠાકોરજી માટે હોત તો તેઓ (સેવક-વૈષ્ણવો) પણ ઘરમાં રહી બધા નિયમોનું પાલન કરી ગૃહ સેવારૂપ શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)ની ટહેલ ન કરત અને આપણી જેમ કહેવાતા પુષ્ટિમાર્ગીય જાહેર મંદિરોમાં જઇ પાંચ-દશ મિનિટની ઝાંખી કરી

પાંચ-દશ રૂપિયાની સેવા કરી, કહેવાતો પ્રસાદ (દેવ-દ્રવ્ય) લઈ સેવા અને ધર્મનો મિથ્યા સંતોષ મેળવી ઘરના શ્રીઠાકોરજીના તાળા-મંગળ કરી દેત. પણ એવું નથી. કારણકે આજે પણ આપણે જોઈ શકીએ છીએ કે આપણા શ્રીગોકુલનાથજીના ઘરોમાં આજે પણ વડિલ વૈષ્ણવો દ્વારા શ્રીઠાકોરજીની સેવા નિત્ય પોતાના ઘરમાં થાય છે.

*શ્રીઆચાર્યગૃહમાં પ્રસાદની પણ જે વ્યવસ્થા થતી તે પણ શ્રીઆચાર્ય સ્વરૂપ શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથજીના જુઠણ - અધરામૃતના ભાવથી જ હતી. (નહીં કે આજની જેમ અમુક રકમ રોકડ સામે મળતું અમુક પ્રકારનું વળતર)*

શ્રીમદ્ ભાગવતના પ્રથમ સ્કંધમાં શ્રીનારદજીની કથામાં શ્રીનારદજી સ્વયં સ્પષ્ટ કરે છે કે **હું તેઓ ઋષિરૂપ મહાપુરુષોની સાથે રહેતો, તેઓની ટહેલ કરતો અને તેઓની આજ્ઞાથી ફક્ત એકજ વખતે તેઓનું જુઠણ (અધરામૃત) લેતો. તેઓની તે જુઠણરૂપ ઉચ્છિષ્ટ મહાપ્રસાદથી મારા દેહ, ઈન્દ્રિય, પ્રાણ, અંતઃકરણ પવિત્ર બન્યા અને ભગવાનમાં મારી રૂચિ ઉત્પન્ન થઈ. (શ્રીમદ્ ભાગવત ૧.૫.૨૫)**

આ પ્રસંગને જો આપણે સમજીએ તો એમ સરલ રીતે સમજાય કે શ્રીનારદજીને આ કોઈ મહાપુરુષો પોતાનું અધરામૃત વહેંચતા નહોતા, પણ એક કૃપા રૂપે શ્રીનારદજીને દેતા. જેમ આજે આપણે ભગવદ્ અધરામૃત (ઉચ્છિષ્ટ કે જુઠણ)ને વ્યાપાર કરી દીધો છે, જે આપ ચુકવો તોજ વળતરમાં કહેવાતો પ્રસાદ (જે કેવળ દેવ-દ્રવ્ય છે) તે પ્રાપ્ત થશે. તેથી સેવક-વૈષ્ણવ તરીકે આપણે ઉચ્છિષ્ટ કે જુઠણનું ગ્રહણ કરતાં હતા-નહિં કે સમાધાન રીતે-આપણા પૈસાના વળતરના હિસાબે (કે જે દેવ-દ્રવ્ય હોવાથી કાચો પારો છે).

૪. આપણી સૃષ્ટિમાં (શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથજીની સૃષ્ટિમાં) તમામ શ્રીગોકુલનાથજીના મંદિર એટલે કે શ્રીઆચાર્યગૃહરૂપ મંદિરોમાં થતી સન્મુખ ભેટ પહેલેથી જ શ્રીમદ્ ગોકુલમાં આપણા મૂળસ્થાન શ્રીદાદાજી શ્રીગોકુલેશજીની ભેટ તરીકે મોકલવામાં આવતી હતી. (આ વિષયનો ઉલ્લેખ અહીં કોઈ પૈસાની દૃષ્ટિએ કરવામાં નથી આવ્યો પણ સિદ્ધાંતની દૃષ્ટિએ થઈ રહ્યો છે). તે આપ સૌ આપણા ગામના શ્રીઆચાર્યગૃહરૂપ મંદિરોના ઈતિહાસથી જાણી શકો છો. (આજે ભલે આપણે આપણી રીતે તેમાં પરિવર્તન કર્યા હોય). આથી એક વાત સ્પષ્ટ થાય છે કે સન્મુખમાં આવતી ભેટ (પ્રાચિન સમયમાં) શ્રીગોકુલનાથજીના મંદિરમાં શ્રીઆચાર્યગૃહમાં શ્રીઆચાર્યપાદુકાની હતી, નહીં કે ત્યાં

બિરાજતા શ્રીઠાકોરજીની. જો શ્રીઠાકોરજી નિમિત્તે હોત તો તે દેવ-દ્રવ્ય થાય અને એનો સ્પર્શ પણ અમારાથી ન થઇ શકે. ત્યાં બિરાજતા શ્રીઠાકોરજીના નિમિત્તે કોઇપણ પ્રકારથી ભોગ-સામગ્રી પણ લેવાતું ન હતું. કેવળ શ્રીપાદુકાજી (અથવા શ્રીઆચાર્યરૂપ બિરાજતી શ્રીગોકુલેશજીના શ્રીવસ્ત્રસેવા)ની તપેલી તરીકે સેવક-વૈષ્ણવો પધરાવતાં. એ સિવાય કોઇપણ જાતનું દ્રવ્ય લેવામાં આવતું ન હતું. સન્મુખ ભેટ હતી તે તો શ્રીઆચાર્યસ્વરૂપ શ્રીપાદુકાજીની દષ્ટિએ કરવામાં આવી અને એ શ્રીઆચાર્ય ભેટ હોવાના કારણે શ્રીગોકુલ (મુલ સ્થાને - શ્રીવાલ્લભ ચતુર્થપીઠ) સ્વીકારવામાં આવતી - નહિં કે કોઇ પૈસા કે ધનની લાલચના કારણે. શ્રીઠાકોરજીના હિસાબે સન્મુખ ભેટ આપણા શ્રીગોકુલનાથજી મંદિરમાં પહેલાં જો ભેટ થઇ હોત તો શ્રીગોકુલમાં તેનો સ્વીકાર ન થાત. જ્યાં તે વખતે અને આજેય પણ શ્રીઠાકોરજીની સન્મુખ ભેટનો વિનિયોગ શ્રીઠાકોરજીની સામગ્રી (સામગ્રી એટલે અહીં કોઇ ખાન-પાનની સામગ્રી નહીં, પણ આપશ્રી માટે વસ્ત્ર, આભૂષણ, વગેરે માટે પ્રયોગ કર્યો છે) માટે થતો, નહિં કે શ્રીઆચાર્યસ્વરૂપ શ્રીદાદાજી શ્રીગોકુલેશ પ્રભુ માટે.

પ્રસંગોપાત દેવદ્રવ્ય માટે ટૂંકમાં સમજી લેવું જોઇએ કે જે દ્રવ્ય, પૈસા કે સંપત્તિ શ્રીઠાકોરજી નિમિત્તે અર્પણ કરવામાં આવે છે તેનો ઉપયોગ આપણે કરીએ તો આપણને દેવ-દ્રવ્ય લેવાનો દોષ લાગે. હવે આગળ સમજો.

ભાષાથી જ્ઞાન(શાબ્દબોધ)ના શાસ્ત્રોમાં આઠ સાધન માનવામાં આવ્યાં છે.

**શક્તિગ્રહં વ્યાકરણ-ઉપમાન-કોષ-આપ્તવાક્યાદ્ વ્યવહારતાશ્ચ ।**

**વાક્યસ્ય શેષાદ્ વિવૃતેર્વદન્તિ સાન્નિધ્યતઃ સિદ્ધપદસ્યવ૰દ્ધાઃ ।।**

આ શાસ્ત્ર વચનમાં શાબ્દબોધના આઠ પ્રધાન સાધનોમાં કોશ (શબ્દકોશ)ને પણ એક પ્રધાન સાધન ગણાવ્યું છે. ભારતવર્ષના વિદ્વાનોમાં સર્વત્ર **અમરકોશ** નામનો કોશ અતિ પ્રસિદ્ધ અને અતિ પ્રામાણિક માનવામાં આવ્યો છે. તેના દ્વિતીય કાંડના પૂર વર્ગના (જ્યાં મકાન-ઈમારતો વગેરે સંબંધી નામ ગણવામાં આવ્યાં છે), ચોથા અને પાંચમા શ્લોકને આપ દષ્ટિગોચર કરી લેશો. અમરકોશકાર કહે છે -

**ગૃહં ગેહોદવસિતં વેશ્મ સદ્મ નિકેતનમ્ ।**

**નિશાન્તપસ્ત્યસદનં ભવનાગારમન્દિરમ્ ।**

**ગૃહા: પુંસિ ચ ભૂમ્ન્યેવ નિકાય્યનિલયા: ।।**

આ ઉપરોક્ત વચનોમાં આપ જોઈ શકો છો કે મંદિર શબ્દ વિશાળ અને સુંદર ઘરનું નામ છે અને ઘરના સમાનાર્થક શબ્દોમાં તેને ગ્રહણ કરવામાં આવ્યો છે. આવી એક સામાન્ય દ્દષ્ટિથી જોતાં **શ્રીગોકુલનાથજીનું મંદિર**, જે આપણી શ્રીગોકુલનાથજીની સૃષ્ટિમાં ગુજરાતના મોડાસામાં હોય કે બારિયા, વિરપુર, કપડવંજ, વાડાસિનોર, ગોધરા, બાયડ, ધનસુરા, વગેરે અને મહારાષ્ટ્રના અનેક ગામોમાં હોય, તે આપણા મૂળપુરુષ શ્રીમહાપ્રભુ આત્મજ શ્રીઅગ્નિકુમાર શ્રીગુસાંઈજીના ચતુર્થ લાલ સર્વદા સેવ્ય શ્રીદાદાજી શ્રીગોકુલનાથજીના ઘર કહેવાય અને આપશ્રીના ઘરથી મળતું ઉચ્છિષ્ટ - અધરામૃત - પ્રસાદ પ્રાપ્ત કરવો એ આપણા બધાનું સૌભાગ્ય છે. **પરંતુ જો આ સ્થળ મૂળ પ્રાચિન પરંપરાને અનુસરીને ચલાવવામાં આવતાં હોય તો જ.** વિકૃત વ્યાપારિક કરાયેલી વ્યવસ્થામાં આ સ્થળોને જાહેર દેવાલય બનાવી વ્યવસાયિક ધોરણે જો તંત્ર ચલાવવામાં આવતું હોય તો હું શ્રીમહાપ્રભુનાં વચનોમાં જ આપનું સમાધાન કરું છું ...

*...સો તો ભોગ શ્રીઠાકોરજી આપહીકે દ્રવ્યકો આરોગે સો તો આપહીકો ભયો, જો શ્રીઠાકોરજીકો દ્રવ્ય ખાયગો સો મેરો નાંહીં સો મહાપતિત હોયગો ઓર મેરો સેવક ભગવદીય હોયગો સો દેવદ્રવ્ય કહબું ન ખાયગો, તાંતે વા પ્રસાદમેંતે ભોજન કરવેકો અપનોં અધિકાર ન હતો વાકે લિયે ગૌઅનકો ખવાયો ઓર શ્રીયમુનાજીમેં પધરાયો..યહ સુનકે સબ વૈષ્ણવ ચૂપ હોય રહે..(શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથજી કૃત નિજવાર્તા-ઘરૂવાર્તા પ્રસંગ ૬, પ્રકાશક વૈષ્ણવ મિત્ર મંડલ સાર્વજનિક ન્યાસ)*. તેથી જે વ્યક્તિ-વસ્તુ-સ્થળને શ્રીમહાપ્રભુ સ્વયંને સ્વીકાર્ય ન હોય તે સ્થળથી શ્રીમહાપ્રભુના માર્ગની કોઈપણ વ્યક્તિનું શું પ્રયોજન હોઈ શકે - તેનો નિર્ધાર આપ પોતે આપના ચિત્તમાં કરી લેજો !

**બુદ્ધિપ્રેરકકૃષ્ણસ્ય પાદપદ્મં પ્રસિદતુ ।**

**ધ્યાનાસમર્થજીવાનામ્ અસ્માકં સર્વદા સ્વત: ।।**

આ પ્રશ્ન કેવળ શ્રીગોકુલનાથજી મંદિરમાં જ નહીં, પણ દરેકેદરેક કહેવાતા પુષ્ટિમાર્ગીય દેવાલયો ની વાત છે, જ્યાં જો વ્યવહાર શ્રીઠાકોરજીના નામે ચાલતો હોય તો તે જીવને દેવ-દ્રવ્ય જ લેવાય છે.

અને આ વિષયમાં શ્રીમહાપ્રભુજીનો સિદ્ધાંત શિલાલેખની જેમ દૃઢ, સ્પષ્ટ, અને હરહંમેશ માટે એક જ છે, જે કેવળ આપણા શ્રીગોકુલનાથજીના ઘરના સેવક-વૈષ્ણવોને લાગુ નથી પડતું, પણ સમસ્ત પુષ્ટિ-સૃષ્ટિ કે જે શ્રીમહાપ્રભુજી, ઊભયપ્રભુચરણ શ્રીગોપીનાથજી-શ્રીગુસાંઈજીને અને શ્રીસપ્તાચાર્યને મા નતી હોય, તે સર્વને લાગું પડે છે. અને સર્વ માટે આ એક સિદ્ધાંત યાદ રાખવો ...**જો શ્રીઠાકોરજીકો દ્રવ્ય ખાયગો સો મેરો (શ્રીમહાપ્રભુ) નાંહીં...**

(...ક્રમશઃ)

**યથાર્થ, પ્રશ્નોત્તરીમાંથી સાભાર**

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



## ક્યા માર્ગની ઉત્તમતા ?

## શરણ - ૧

..ગતાંકથી આગળ

**શિષ્ય** :- ગુરુદેવ! આપશ્રીએ જે આજ્ઞા કરી તે અધિકારીના ભેદથી ભક્તિના ભેદ સમજ્યા તે યથાર્થ છે, પણ મનમાં એક શંકા-પ્રશ્ન થાય છે, *કે શાસ્ત્રમાં અનેક પ્રકારની ભક્તિનું નિરૂપણ મળે છે, અને આપણા શ્રીમદ્ ભાગવતજીમાં પણ અનેક પ્રકારની ભક્તિનું નિરૂપણ પ્રાપ્ત થાય છે. તો આ અનેક પ્રકારની ભક્તિમાંથી આપણા સંપ્રદાયની પુષ્ટિભક્તિ સિદ્ધ થવા માટે પ્રથમ શરણમંત્રનો ઉપદેશ લેવાની આપશ્રીએ આવશ્યકતા બતાવી તે **શરણનું** સ્વરૂપ શું છે?* તે આપશ્રી કૃપા કરી આજ્ઞા કરો.

**ગુરુદેવ** :- શરણ એટલે કોઈપણ પ્રકારનું દુઃખ અથવા ભય કોઈપણ પુરુષ ઉપર ઉપસ્થિત થાય ત્યારે તે દૂર કરવા માટે પોતાથી વધારે સમર્થ પુરુષની પાસે જવું અર્થાત્ તેની રક્ષા હેઠળ રહેવું-જવું. જેમકે

કોઈના ઘરે ચોરી થઈ હોય તો તે વખતે ઘરધણી પોલિસને જાણ કરી તે દ્વારા પોલિસની શરણે જાય છે. તેમજ કોઈ સાધારણ વેપારી પોતાના દ્રવ્યની ખેંચને લીધે બહું દુઃખી થતો હોય તે વખતે તે પોતાથી કોઈ પૈસાદાર મોટા શેઠિયાની શરણે જાય છે, ત્યારે તે પૈસાદાર તેને જોઈતા પૈસા આપી તેનું દુઃખ દૂર કરે છે. આ પ્રમાણે કોઈ પુરુષ રોગગ્રસ્ત થવાથી પોતાનું દુઃખ દૂર કરવા માટે કોઈ સારા તબિબ-ચિકિત્સક-વૈદ્યની શરણે જાય છે, ત્યારે તે તબિબ-ચિકિત્સક-વૈદ્ય ઔષધાદિકથી તેનું દુઃખ દૂર કરે છે. આ પ્રમાણે આ લોકમાં દરેક માણસ પોતાના દુઃખના સમયમાં તેને દૂર કરવા માટે દુઃખ દૂર કરનારના શરણે જાય છે. અને જે જેની શરણે ગયો હોય તે તેનું દુઃખ મટાડે છે. એ સર્વના અનુભવની બાબત છે. આ ઉપરથી વિચાર કરીશું તો જણાશે કે લોકમાં ચાર પ્રકારનાં મુખ્ય સુખ છે. તેમાં શરીર-સંપત્તિ, એ પ્રથમ સુખ, કારણકે એ વિના બીજા તમામ સુખ સુખરૂપે ભાસતાં નથી. બીજું સુખ દ્રવ્યની પર્પૂર્ણતાનું છે. દ્રવ્યથી આ લોકનાં ઈચ્છિત સર્વ પદાર્થો સિદ્ધ થઈ શકે છે, તેમજ પરલોકનું સ્વર્ગાદિક સુખ સંપાદન કરવું હોય તો તે પણ દ્રવ્યથી જ્યોતિષ્ટોમ્ વગેરે યજ્ઞ દ્વારા થઈ શકે છે. ત્રીજું સુખ સ્ત્રીનું છે કેમકે દેહ સારો હોય, દ્રવ્ય પણ હોય, છતાં જો સ્ત્રી સુશીલા રૂપવતી ચતુર ન હોય તો દેહ તથા દ્રવ્ય પણ સુખ આપનાર થતાં નથી. અને એ ત્રણે સુખ બરાબર પ્રાપ્ત થયેલ હોય છતાં પુત્રપૌત્રાદિક સંપત્તિ ન હોય તો યે જીવને તે સંબંધિ દુઃખ માલુમ પડે છે, તેથી ચોથું સુખ પુત્ર-પૌત્રાદિક સંપત્તિ છે. આમ આ લોકમાં ચાર પ્રકારના સુખ મુખ્ય માનેલાં છે. તે સિવાયના જેટલા સુખ લોકમાં ગણાય છે, તે તમામ આ ચાર સુખથી પ્રાપ્ત થાય તેવાં હોવાથી તેનો આ ચાર સુખમાં જ અંતર્ભાવ થઈ જાય છે.

હવે આપણે વિચાર કરિએ તો ઉપર લખેલા ચારે સુખ એક માણઅને મોટે ભાગે જોવામાં આવતાં નથી, તે છતાં કદાચિત્ પૂર્વજન્મના પૂર્ણ પુણ્યથી એક માણસને એ ચારે સુખ પ્રાપ્ત થાય, જેનકે એક ચક્રવર્તી રાજા હોય તો તેને દ્રવ્યની પરિપર્પૂર્ણતામાં તો કહેવુંજ શું ? વળી તે પુરુષની શરીરસંપત્તિ પણ સારી હોય, સ્ત્રીસુખ પણ પૂર્ણ હોય, પુત્રપૌત્રાદિ પણ હોય, આવી રીતે માનો કે એક પુરુષને ચારે સુખ પ્રાપ્ત થયાં હોવા છતાં મરણનું દુઃખ એવું તો ભારી છે કે એ ચારે સુખને અહીંના અહીં છોડીને બલાત્કારથી મરણના શરણે જવું પડે છે. એ વાત પામરથી લઈને જ્ઞાની પર્યંત સર્વના જાણવામાં છે. તેમ શાસ્ત્રનો પણ એવો નિશ્ચય છે કે, જેનો જન્મ તેનું મરણ અને જેનું મરણ તેનો પાછો જન્મ. જેમકે શ્રીમદ્ ગીતા અધ્યાય બીજામાં કહ્યું છે કે :-

**जानस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।**

અર્થ :- ઉત્પન્ન થયેલાનું મરણ નિશ્ચિત છે અને મરન પામનારનું જન્મ નિશ્ચિત છે. તેથી દુઃખોનો વિચાર કરતાં સર્વથી અધિક અને કોઇ પણ ઉપાયથી ન ટળી શકે તેવું જન્મ-મરણનું દુઃખ છે કે જે દુઃખ ચક્રવર્તિ રાજાથી રંક સૂધી તમામને સમાન હોવાથી લોકમાં કોઇની પણ શરણે જવાથી મટી શકે તેમ નથી. કદાચિત્ બ્રહ્માદિ તથા ઇન્દ્રાદિ દેવતાઓની શરણે જઇ જન્મ-મરણથી થતું દુઃખ મટાડવાનો વિચાર કરીએ તો તેઓની ઉપર પણ એ દુઃખ તો રહેલું જ છે. જેમકે પદ્મપુરાણમાં કહ્યું છે કે :-

**ब्राह्मसंवत्सरशतादेकाहः शैव उच्यते ।**

**शैववर्षशतादेकं निमेषं वैष्णवं विदुः ।।**

અર્થ :- બ્રહ્માનાં સો વર્ષ તે એક શિવનો એક દિવસ કહેવાય છે. શિવના સો વર્ષ તે વિષ્ણુનું એક નિમેષ એમ ઋષિઓ જાણે છે. અર્થાત્ બ્રહ્મા વગેરે સર્વ દેવતાઓને પણ કાલગ્રસ્ત કહેલા છે એટલે કાલે કરીને સર્વ દેવતા ઉપર પણ તે દુઃખ પ્રાપ્ત થાય છે, તે દુઃખ આપણને શા કારણથી પ્રાપ્ત થયેલું છે એ ઉપર વિચાર કરતાં સમજવાનું છે કે હું અનેક થાઉ, ઉચ્ચ થાઉ, નીચ થાઉ, એવી બ્રહ્મે ભાવના કરી ત્યારે તેની ઇચ્છા માત્રથી બ્રહ્મમાંથી જ જેમ અગ્નિમાંથી તણખા નિકળે છે તેમ અણુપરિમાણવાલા અસંખ્ય જીવોનું સૃષ્ટિના પ્રારંભમાં નિર્ગમન થાય છે અને પછીથી સ્વરૂપભોગ તેમજ જીવભોગ કરવાની એ બ્રહ્મ ની ઇચ્છા થતાં જીવોમાં આનન્દાંશ તિરોહિત થાય છે અને તેમ થતાં પ્રભુના ઐશ્વર્યાદિ ૬ (છ) ધર્મો પણ તેમાં તિરોભૂત થાય છે. ઐશ્વર્યના તિરોધાન થવાથી દીનપણું, પરાધીનપણું, વીર્યના તિરોભાવથી સર્વ દુઃખ સહન, યશના તિરોભાવથી સર્વ હીનત્વ, શ્રીના તિરોભાવથી સર્વ આપત્તિઓનું વિષયપણું, જ્ઞાનના તિરોભાવથી દેહાદિમાં હું પણું, તેમજ અપરમારના રોગીને જેમ ઉલટું જ્ઞાન તેમ ઉલટી સમજણ, અને વૈરાગ્યના તિરોભાવથી લૌકિક વિષયોમાં આસક્તિ, આ સઘળું ઐશ્વર્યાદિ ભગવદ્ધર્મોના તિરોભાવથી જીવમાં ઉદ્ભવે છે. તેમાં પ્રથમ ચારના તિરોધાનથી જીવને બંધ અને છેલ્લા બે વડે વિપર્યય થયો. બંધ એ જીવાવસ્થામાં જ સમજવાનો છે. બ્રહ્મ સ્વરૂપમાં સર્વથા નહીં જ. આ વિષય **परमाभिध्यानात्तु तिरोहितं ततो ह्यस्य बन्धविषर्ययौ** વ્યાસસૂત્ર (૩-૩-૫)માં વર્ણવેલો છે.

(...ક્રમશ:)

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# સિદ્ધાંત રહસ્ય

..ગતાંકથી આગળ

ગયાં વખતે આપણે થોડોક વિચાર જોયો. કદાચ આ વાંચ્યા પછી આપણા મનમાં અનેક પ્રશ્નો થયા હશે, જેમકે જાહેર દેવ-સ્થાનોમાં નામ-માત્રના પુષ્ટિ પ્રભુ બિરાજમાન છે, તે કોના છે? કોન દર્શન કરવા આવે? કોનો દ્રવ્ય લેવામાં આવે? શું આ स्वीयान् भक्तान् प्रदर्शयेत् કેવળ શ્રીગોપીનાથજીએ લખવા માટે લખી લીધું હશે? જો હવેલીમાં પુષ્ટિ પ્રભુ બિરાજતા હોય, તો પછી દરેક આવનારને દર્શન કેમ? જેનો આપણને પરિચય નથી, તેને પણ પ્રભુના દર્શન કેમ? શ્રીપ્રભુના પ્રદર્શન કેમ? કારણકે કોને ખબર કે પ્રદર્શનમાં આવનાર જીવ તે સ્વીય છે કે નહીં, ભક્ત છે કે નહીં? કદાચ આપણે ખોટા હોઇ શકીએ, પણ શું આપણા પૂર્વાચાર્યો ખોટા હોઇ શકે? અને આ એ પુર્વાચાર્યો છે, જે આ માર્ગના પથદર્શક છે, અને તે ગૃહ-સેવાના પ્રણેતા રહ્યાં છે.

અમુક તો એવો તર્ક કરે છે કે હવેલી-મંદિર તો ૪૭૫ વર્ષ જુની પરંપરા છે. અને એ સમયમાં હવેલી અને ગૃહ સેવા, બન્નો બહોળો વિકાસ હતો. આ કેવળ તર્ક છે, વાસ્તવમાં શ્રીમહાપ્રભુજીની વાણી સાથે કોઇપણ નિસ્બત નથી. શ્રીમહાપ્રભુજીએ આવી આજ્ઞા નથી કરી કે આઓ, શ્રીનવનિતપ્રિયાજી છે, શ્રીવિઠ્ઠલનાથજી છે, શ્રીબાલકૃષ્ણજી છે, વગેરે એવા અનેક સેવ્ય સ્વરૂપો છે, આઓ અને મારા ઘરમાં પૈસાની લ્હાણી કરો. શ્રીમહાપ્રભુજીએ એવી તો કોઇ આજ્ઞા નથી કરી. એવા કોઇપણ પ્રસંગ આપણને શ્રીમહાપ્રભુજીની વાણીમાંથી અને જીવન-પ્રસંગમાંથી પ્રાપ્ત થતાં નથી. નથી શ્રીગોપીનાથજી કે નથી શ્રીગુસાંઇજી કે નથી શ્રીસપ્તાચાર્યજીની વાણી અને જીવન-પ્રસંગમાંથી પ્રાપ્ત થતું. આ તો આજકાલની વણિક-વ્યાપારિક બુદ્ધિએ ઉપજાવેલ વિષય બનાવ્યો છે. આપણે ૮૪, ૨૫૨ વૈષ્ણવોની વાર્તા નિત્ય આપણા સત્સંગમાં વાંચીએ છીએ. શું આપણને એવા કેટલા પ્રસંગો પ્રાપ્ત થાય છે જ્યાં શ્રીમહાપ્રભુજીએ હવેલી-મંદિરવાદ ને પ્રાધાન્યતા પ્રદાન કરી છે? શું શ્રીગુસાંઇજીએ પણ એવી કોઇ હવેલી-મંદિર માટે કોઇ પ્રાધાન્યતા કરી છે? સર્વ કહેશે, ના, આવો તો કોઇ પણ પ્રસંગ આપણને પ્રાપ્ત થતો નથી.

હવે આપણે સર્વે વિચાર કરીએ કે **એવું કેમ બને કે શ્રીકૃષ્ણની સેવા માટે બે પ્રકાર હોય? જ્યારે તો શ્રીમહાપ્રભુજીએ સાધના માટે કેવળ એક પ્રકાર બનાવ્યો છે અને જીવાત્મા જે હોય, ભલે તે પુરુષ હોય કે**

**સ્ત્રી હોય, ચાહે તે શ્રીવલ્લભ-વંશજ-વૈષ્ણવ હોય કે તે સેવક-વૈષ્ણવ હોય? શ્રીમહાપ્રભુજી ગૃહ-સેવાની આજ્ઞા કરતાં અને સ્વયં ગૃહ-સેવા કરતાં.**

શું આપણા આ પૂર્વાચાર્ય ખોટા હોઇ શકે? આ પૂર્વાચાર્યોમાં એવા કયાં આચાર્યો છે જે **હવેલી પ્રકાર અને ગૃહ-સેવા** બન્નેને પોતાના સેવકોને કરવાની આજ્ઞા કરી છે? શું આ પૂર્વાચાર્યોએ આવી બે અલગ સાધના ક્રમ પ્રગટ કર્યો છે, જે શ્રીમહાપ્રભુની આજ્ઞા વિરુદ્ધ છે?

હા, એ વાત માની શકાય કે હવેલી તો ઘણાં સમયથી પ્રકાશમાં છે, પણ ત્યાં આપણી વિચાર ભેદ અવશ્ય છે. આ હવેલીઓ કેવળ શ્રીવલ્લભ-વંશજ બાળકોના **રહેઠાણનું** સ્થાન છે, જે આપણે આગળ હવેલીની વ્યાખ્યામાં જોઇ ગયા, એક મોટુ ઘર, જ્યાં બાળકો રહે છે, અને નહીં કે કોઇ જાહેર દેવ-સ્થાન! શ્રીમહાપ્રભુજીએ ક્યારેય એવો કોઇ પ્રકાર પ્રગટ નથી કર્યો, કે જ્યાં શ્રીઠાકોરજીને જાહેરમાં પ્રદર્શન થાય, જે આજે આપણે જોઇ શકીએ છીએ. **તો આઓ, આપને મનમાં એક વાતને ગાઠ મારીને સમજી લઇએ કે સામુહિક ભક્તિ માટે પુષ્ટિમાર્ગમાં ક્યારે કોઇ અવકાશ નથી.** ભક્તિ તો એકાંકી છે. જેમ મને ભૂખ લાગી હોય અને તમે જમી લો તો પણ મારું પેટ તો ખાલી જ રહેવાનું. એવી રીતે ભક્તિ જો તમે કરશો, પણ મને કઇએ નહીં મળે, એ તો જેને આ માર્ગમાં આવવું છે, રહેવું છે તેને પોતેજ કરવી અને તે પણ સામુહિક નહીં, પણ એકાંકી.

૮૪ વૈષ્ણવોની વાર્તા, ૨૫૨ વૈષ્ણવોની વાર્તા, ૭૮ ભગવદીયોના ચરિત્રો, નિજ-વાર્તા ઘરુવાર્તા, આ સર્વે એતિહાસિક પ્રતો તથ્ય છે, જેમાં આપણને કેવળ શ્રીનાથજી (જે હાલ આજે શ્રીનાથ-દ્વાર, રાજસ્થાનમાં બિરાજમાન છે) એક અપવાદ રૂપે જાહેર સ્થાને બિરાજમાન છે, કારણ! શ્રીનાથજીની નિજેચ્છા. આપણને પ્રસંગ તો ખ્યાલ છે કે જ્યારે શ્રીનાથજીએ શ્રીમહાપ્રભુજીને આજ્ઞા કરી કે **મોકો પાઠ બેઠાઓ**, ત્યારે શ્રીમહાપ્રભુજીએ નક્સીને બોલાવીને નક્શો તૈયાર કરવા આજ્ઞા કરી, અને શ્રીમહાપ્રભુજીએ નિર્દેશેલ પ્રકારે નક્શો તૈયાર કરવા આજ્ઞા કરી. શ્રીમહાપ્રભુજીની ઇચ્છા હતી કે શ્રીનાથજી માટે સ્થાન શ્રીનંદરાયજીના ઘર જેવું બનાવવાની હતી. પણ જ્યારે નક્સીએ નક્શો તૈયાર કર્યો ત્યારે ધ્વજા-કલશ વાળો નક્શો તૈયાર થયો. શ્રીમહાપ્રભુજીએ બીજી વાર નક્શો તૈયાર કરવાની આજ્ઞા કરી. પણ છતાં ફરી ધ્વજા-કલશ વાળો નક્શો તૈયાર થયો. આવું ત્રણ વાર બન્યું, ત્યારે શ્રીમહાપ્રભુજીએ જાણ્યું કે શ્રીનાથજી બાવાશ્રીને તો જાહેર સ્થાને બિરાજવા ઇચ્છી રહ્યાં છે. શ્રીમહાપ્રભુજીની ઇચ્છા ન હતી કે આપણા માર્ગ

ની સાધના પ્રણાલી કોઈ જાહેર સ્થાનનું રૂપ લઈ લે. છતાં, વાર્તા પ્રસંગોમાં આગળ આપણે જોઈએ તો આપણને એ પણ ખ્યાલ આવશે કે શ્રીનવનીતપ્રિયાજી વગેરે સ્વરૂપો શ્રીમહાપ્રભુજીના ઘરમાં બિરાજતાં, અને શ્રીમહાપ્રભુજીના પરિવાર દ્વારા સેવા અંગીકૃત કરતાં. આપણે સૌ આ વાત ને ચોક્કસ માનશો.

(...ક્રમશ:)

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



## ।। મંગલાચરણ ।।

..ગતાંકથી આગળ

**અજ્ઞાન-તિમિરાન્ધસ્ય જ્ઞાનાંજન-શલાકયા ।**

**ચક્ષુર્ ઉન્મીલિતં યેન તસ્મૈ શ્રીગુરવે નમઃ ।। ૩ ।।**

શ્રીગુરુવંદનાનો આ શ્લોક છે. શાસ્ત્રકારોની આ રચના છે, શાસ્ત્રકારોની આ રચના છે, દરેક સનાતન ધર્મ-વાદી માટે આ શ્લોક લાગું પડે છે. સનાતન-શાસ્ત્રમાં પ્રાપ્ત થાય છે, જેમાં પોતાના શ્રીગુરુદેવને વંદન છે. આપણા માર્ગમાં શ્રીમહાપ્રભુજી ગુરુ છે, અને આપશ્રીના બે આત્મજ ઊભય પ્રભુચરણ શ્રીગોપીનાથજી અને શ્રીગુસાંઇજી પ્રભુચરણ અને શ્રીગુસાંઇજી આપણા ગુરુ છે, અને શ્રીસપ્તાચાર્યમાં શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથજી આપણા શ્રીચતુર્થપીઠના ગુરુ છે. (એવી જ રીતે શ્રીમહાપ્રભુ, શ્રીગોપીનાથજી,શ્રીગુસાંઇજીની સાથે શ્રીગિરિધરજી પ્રથમપીઠના ગુરુ છે, શ્રીગોવિંદજી દ્વિતિયપીઠના ગુરુ છે, શ્રીબાલકૃષ્ણજી ત્રીતિયપીઠના ગુરુ છે, શ્રીરઘુનાથજી પંચમપીઠના ગુરુ છે, શ્રીયદુનાથજી ષષ્ઠપીઠના ગુરુ છે, શ્રીઘનશ્યામજી સપ્તમ પીઠના ગુરુ છે.) પણ આપણી માટે શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથજી આપણા શ્રીગુરુદેવ છે, અને શ્રીગોકુલેશપ્રભુજીના વંશજ જે આપણા પૂજ્યચરણ ગોસ્વામી બાલકે આપણને માર્ગીય દીક્ષા કરાવ્યો, જેમના શ્રીહૃદયમાં બિરાજી શ્રીમહાપ્રભુજીએ આપણો હાથ શ્રીઠાકોરજીને સોંપ્યો તે આજે આપણા **દીક્ષાદાતા શ્રીગુરુદેવ પરમપૂજ્ય શ્રીગુરુવર્ય શ્રીચતુર્થપીઠાધીશ્વર શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી**ને આપણે આ શ્લોક દ્વારા વંદન કરીએ છીએ.

શ્રીમહાપ્રભુજી, શ્રીગોપીનાથ પ્રભુચરણ, શ્રીવિઠ્ઠલનાથ-શ્રીગુસાંઈજી પ્રભુચરણ, શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથ પ્રભુચરણના સર્વ સ્વરૂપથી સમ્પન્ન અને આ સર્વ સ્વરૂપ જેમાં નિત્ય બિરાજમાન છે અને જેઓ આજ સ્વરૂપે આજે ભૂતલ ઉપર સાક્ષાત્ બિરાજમાન છે એવા આપણા દીક્ષાદાતા શ્રીગુરુચરણ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રીમાં આ ભાવ રાખી આપશ્રીનું સ્વરૂપ આપણા હૃદયમાં પધરાવી આપણે આપશ્રી નું સ્મરણ કરી આ શ્લોક દ્વારા વંદન કરવા જોઈએ.

હવે આપણે આગળ વધીએ, એ પહેલાં આપણે આ શ્લોકાર્થ અને શબ્દાર્થ જોઈએ.

**અજ્ઞાન** :- જેનું યથાર્થ **જ્ઞાન** ન હોય તે અજ્ઞાન કહેવાય. (અહીંયા શ્રીઠાકોરજીના અલૌકિક સ્વરૂપનું જ્ઞાન ન હોવું તે અજ્ઞાન છે).

**તિમિર** :- અંધકાર (અજ્ઞાન અંધારા જેવું છે), અંધારામાં દેખતો માણસ પણ આંધળા જેવો બની રહે, અજ્ઞાનના કારણે આપણે શ્રીઠાકોરજીને જાણી શકીએ નહીં.

**અન્ધસ્ય** :- અજ્ઞાનરૂપી અંધકારથી અંધ બનેલા.

**જ્ઞાનાંજનશલાકયા** :- જ્ઞાન - અંજન એટલે જ્ઞાનાંજન, જ્ઞાનરૂપી અંજન (નબળી પડેલી આંખોને સરખી કરવા માટે ઔષધીરૂપ અંજન અંજાય) તેમ જ્ઞાનરૂપી અંજનથી આપણે શ્રીઠાકોરજીના સ્વરૂપને સારી રીતે જાણી શકાય છીએ.

**શલાકયા** :- શલાકા એટલે સળી (જેનાથી અંજન આંજવામાં આવે)

**ચક્ષુરુન્મીલિતં યેનઃ** :- ચક્ષુ - નેત્રો, આંખો; ઉન્મીલિતં - ખોલે છે; યેન - જેઓ

**તસ્મૈ** :- તેમને,

**શ્રીગુરુવે** :- શ્રીગુરુદેવને,

**નમઃ** :- નમન હજો, વંદન હજો.

આ શ્લોકનો અર્થ : જેઓ **જ્ઞાનરૂ**પી અંજન, કૃપારૂપી **શલાકયા** - સળી વડે આંજીને **અજ્ઞાનરૂ**પી **અન્ધસ્ય**-અંધકારથી અંધ બનેલા જીવોની **ચક્ષુર્**-આંખો **ઉન્મીલિત**–ખોલે છે તેવા **શ્રીગુરવે**-શ્રીગુરુદેવને **નમઃ**-વંદન હજો, નમન હજો.

**ગુરુ શબ્દનો વિચાર કરીએ** :-

ગુરુ શબ્દનો અર્થ છે જે ઉપદેશ આપે તે.

ગુરુ માત્ર બોલીને ઉપદેશ નથી પ્રદાન કરતાં, શ્રીગુરુના વિચાર, વાણી અને વર્તન એક હોય, જે **વિચારે એજ બોલે, અને એજ બોલે, તેજ કરે, અને આ ત્રણે વિચારે-બોલે-કરે**, (વિચારે-મન, બોલે-વચન, કરે-કર્મ) **જ્યારે આ મન, વચન, કર્મ ત્રણેમાં એક્યતા આવે, અને એકરૂપ રાખીને બીજાને એમ કરવા શિખવે ત્યારે આપને શ્રીગુરુ કહેવાય.**

ગુરુ શબ્દનો બીજો અર્થ છે **મહાન.**

જે પોતાના સ્વરૂપથી, અલૌકિક શક્તિથી, પોતાના આચરણથી અને ઉપદેશથી બીજાનો ઉદ્ધાર કરે છે અને આ ક્રિયાને લઈને એ **મહાન છે, તે ગુરુ**. જગતમાં અનેક ગુરુઓ જોવા મળે :

૧. વિદ્યાગુરુ, ૨.સંગીત ગુરુ, ૩.વ્યવસાય ગુરુ, વગેરે. પણ આપણે જો ગુરુને સરલ રીતે વર્ગીકરણ કરવું હોય તો બે પ્રકારે થાય,

૧. લૌકિક ગુરુ, ૨. અલૌકિક ગુરુ.

જે લૌકિક વિષયો અને બાબતો શિખવે એ બધા લૌકિક ગુરુ કહેવાય. અને જે અલૌકિકમાં પારંગત હોય, અલૌકિક એવા શ્રીપ્રભુ વિષે, શ્રીપ્રભુના ચરિત્રજ્ઞાન પ્રદાન કરે, વગેરે એ અલૌકિક ગુરુ છે. આવા અલૌકિક ગુરુના શરણે આવેલા જીવોને ભગવાન સુધી પહોંચાડવા સમર્થ હોય , જેમનામાં મન, વચન, કર્મની ઐક્યતા હોય ત્યારેજ એવા ગુરુ મહાન હોય, અને એવા મહાનુભાવો **ગુરુ** પદને યોગ્ય બને છે.

આપણા પુષ્ટિભક્તિમાર્ગમાં શ્રીમહાપ્રભુજીએ ભક્તિમાર્ગીય ગુરુ માટે ચાર લક્ષણ બતાવ્યાં છે,

**कृष्णसेवापरं [१] वीक्ष्य दम्भादिरहितं [२] नरम् [३]।।**

**श्रीभागवत-तत्त्वज्ञं [४] भजेत् जिज्ञासुरादरात् ।। २२७ ।।**

(साधन प्रकरणम्, तत्त्वार्थदीपनिबन्धमें सर्वनिर्णय प्रकरणके अन्तर्गत)

**कृष्णसेवापरं [१] वीक्ष्य दम्भादिरहितं [२] नरम् [३]।।**

**श्रीभागवत-तत्त्वज्ञं [४] भजेत् जिज्ञासुरादरात् ।। १० ।।**

(श्लोक क्रमांक १०, साधन-दीपिका ग्रंथ, श्रीगोपीनाथजी विरचितं)

**गुरुश्च भक्तिमार्गीयः कृष्णसेवापरायणः[१] ।**

**श्रीभागवततत्त्वज्ञो[४] दम्भादिरहितो [२] नर [३]: ।। ४९ ।।**

(स्वमार्गीयशरणसमर्पणसेवादिनिरूपणम्, श्रीहरिरायचरण विरचितं)

શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે ભક્તિમાર્ગીય ગુરુ કેવા હોવા જોઇએ? જે શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)ની સેવામાં[૧] તત્પર હોય, લૌકિક વિષયો, શિષ્યસંગ્રહ વગેરે દુર્ગુણોથી વશ અનેક દંભ વગેરેથી[૨] રહિત હોય, શ્રીભાગવતને[૪] અનુસારી મુખ્ય તત્ત્વ શ્રીકૃષ્ણ અને શ્રીકૃષ્ણભક્તિને સારી રીતે જાણતા હોય, એવા નર-પુરુષને[3] જિજ્ઞાસુ શિષ્યે ગુરુત્વેન આદર દેવું જોઇએ. શ્રીમહાપ્રભુજી, શ્રીગોપીનાથજી, અને શ્રીહરિરાયચરણના વચનોમાં ઐક્યતા પ્રાપ્ત થાય છે.

શ્રીમહાપ્રભુજીમાં આ ત્રણે ગુણો સમ્પૂર્ણ પણે રહ્યાં છે, તેથી આપણે (નિ:સાધન જીવો)એ એવા સમર્થનું ગુરુપદ સ્વીકાર્યું છે.

ગુરુ પછીની કક્ષા છે **જગતગુરુ**ની છે. જેમને આપેલો ઉપદેશ જગતના દરેકને માટે એક સમાન હોય, ભૂતકાળ, વર્તમાન, અને ભવિષ્ય સર્વ સમયમાં પણ ઉપદેશ એક સમાન રહે, એવા સનાતન સિદ્ધાંત આપનારા સર્વ વિશ્વ જેમનો ગુરુ તરીકે સ્વીકાર કરવા તત્પર બની શકે છે, એ **જગતગુરુ** કહેવાય.

ભગવાન શ્રીકૃષ્ણએ અર્જુનને મહાભારતના મહા-યુદ્ધ વખતે શ્રીગીતાનો ઉપદેશ પ્રદાન કર્યો, તે આજે પણ એટલોજ સ્વીકાર્ય છે, સર્વકાળે એક સમાન છે, અને ઉપદેશ એક સમાન છે, એથી શ્રીકૃષ્ણ જગત-

ગુરુ છે, અને શ્રીમહાપ્રભુજી **શ્રીકૃષ્ણાસ્ય-શ્રીકૃષ્ણના શ્રીમુખરૂપ** છે, તેથી શ્રીમહાપ્રભુજી આપણા ભક્તિમાર્ગના જીવોના જગતગુરુ છે. આ ગુરુ કેવી રીતે જીવોનો ઉદ્ધાર કરે છે, એ અહીંયા બતાવ્યું.

જગતના જીવો અવિદ્યાગ્રસ્ત છે, તેમની બુદ્ધિ તેમના વિચારરૂપી આંખો કેવળ અજ્ઞાનથી અંધ બનેલી છે. અને તેના કારણે તેઓ જીવ, જગત અને સંસારના અલૌકિક તત્ત્વોને સાચા સ્વરૂપમાં સમજી શકતા નથી. લૌકિક છોડી અલૌકિક તરફ લઇ જઇ શકતા નથી. અંધકારમાં દેખતો માણસ પણ આંધળો બની જાય, તેમ અવિદ્યાના અંધકારમાં ભગવાનને જાણવા, સમજવા અને પામવા માટે માણસ આંધળા જેવો બન્યો છે.

જેમ સૂર્ય રાત્રીના અંધકારને દૂર કરે, ચંદ્ર સાંજના અંધકારને દૂર કરે તેમ, શ્રીગુરુ જીવોના અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરે છે. આંખ નબળી થાય એટલે અંધાપો આવે. અંધાપાને ટાળવા આંખમાં દવા આંજવા પડે. કોમળ આંખમાં સળી વડે દવાકે મલમ અંજાય, લૌકિક આંખને ખોલવા સળીથી દવા આંજવી જરૂરી છે, પરંતુ અજ્ઞાનરૂપી અંધકારને કેવી રીતે દૂર કરાય? વિચારની, બુદ્ધિની આંખ કેવી રીતે ખુલે? અત્રે કહ્યું છે કે શ્રીગુરુ જ્ઞાનરૂપી અંજન આંજે છે, અને અંજન આંજવા માટેની સળી તે કૃપા છે. (શ્રીહરિની કૃપા, શ્રીગુરુની કૃપા).

(...ક્રમશઃ)

સંકલનઃ રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)

## દંડાકારં લલાટે સ્યાત્

...ગતાંકથી આગળ

**મુકુન્દદાસ** :- *મર્યાદામાર્ગમાં એક ચરણના આકારવાળું ચરણાકાર તિલક જે પ્રમાણે મનોહર છે, તેજ પ્રમાણે પુષ્ટિમાર્ગમાં બે ચરણના આકારવાળું દ્વિરેખ દંડાકાર તિલક મનોહર છે.*

અથવા ઊભા તિલકના આથી પહેલાનાં અંકમાં આલેખેલ જેમ જુદા જુદા આકારોને નિરૂપણ કરીને **કમળની ભેટ કરતી શ્રીચરણયુગલને ગ્રહણ કરે છે**, એ વચન વડે રસના પ્રવાહને વહન કરનારી નદીઓએ પણ સત્કાર કરેલો હોવાથી પરમ રસાત્મક એવા શ્રીહરિના શ્રીચરણયુગલની **આપ તેવો**

**ઉપાય બતાવો કે જેથી આ સંસારમાં સરકતા એવા પણ અમને આપના શ્રીયુગલચરણનું સ્મરણ જેમ અટકે નહીં.** આ વચન પ્રમાણે નિરન્તર સ્મૃતિની સિદ્ધિને માટે બ્રહ્મા વગેરે દેવોએ પણ ધ્યાન કરાતું હોવાથી તે શ્રીયુગલચરણની પ્રાપ્તિમાંજ બીજી ગતિ રહિત એવા ભક્તોને છેવટનું ફળ હોવાથી, તેનાથી બીજાની કામના ન હોવાથી, તેની સેવામાંજ તમામ પુરુષાર્થની સમાપ્તિ માનનારાઓના મસ્તક ઉપર તેને જ ધારણ કરવાનું કહેતા. **જે આપના શ્રીયુગલચરણનો આદર કરતા નથી તે શોક કરવા યોગ્ય અને આત્મવંચક છે.** એમ પોતાના અત્યન્ત આદરનું સમર્થન કરતા ભગવાન શિવજી પાર્વતીદેવીને તમામ ઊભા તિલકના સારભૂત દ્વિરેખ દંડાકારને સ્વરૂપ સાથે સમજાવીને કહે છે કે **હે દેવી, શુદ્ધાદ્વૈત મતવર્તી ભક્તિમાર્ગીય ભક્ત તો તિલક ધારણ કરે તો શ્રીહરિના બન્ને શ્રીચરણની આકૃતિવાળા દંડાકારજ ઊભા તિલકને ધારણ કરે,** એમ ! જો કે આથી પહેલાં બતાવેલા **પીપળાના પાન સરખો કે વાંસના પાન સરખો અથવા કમળની કળી સરખો આકાર, એમ ત્રણ આકારો મોક્ષદાયક કહ્યાં છે,** એમ ઊભા તિલકમાં આવેલા બીજા આકારો હોય તો ભલે હોય, પરન્તુ તે બધા આકારો સકામ વિષયક હોવાથી નિષ્કામ અને નિ:સાધન વગેરે કર્તાઓથી જુદા વિષયવાળા હોવાથી તેવો પહેલાં કહેલા વિશેષણ વડે યુક્ત શુદ્ધ એટલે શુદ્ધાદ્વૈત સંપ્રદાયને માનનારો મહાભાગવત એટલે ભક્તિશાસ્ત્રમાં કહેલા આચારો પાળવામાં તત્પર. **પાપના પુંજને હરનાર શ્રીહરિને પરસ્પર સ્મરણ કરતા તથા કરાવતા-શ્રીપ્રભુનું નામ લેતા અને લેવરાવતા શ્રવણાદિ ભક્તિ વડે થયેલી પ્રેમલક્ષણા ભક્તિને લઈને રોમાંચિત શરીરને ધારણ કરે છે.** આ વગેરે લક્ષણોથી જણાતો અને પ્રીતિવાળો, **હે રાજન્ ! જે ધર્મોને આશ્રય કરીને મનુષ્ય કોઈ પણ ઠેકાણે કોઈ પણ જાતનો પ્રમાદ કરે નહીં જેમ આંખો મીચીને દોડતો અટકે નહીં કે પડે નહીં તેવા ધર્મો આ પ્રેમમાર્ગમાં છે,** એ પ્રમાણે મન, વચન, અને શરીર વડે ફક્ત ભગવાનની સેવામાં તત્પર એવો વૈષ્ણવ તે તિલક ધારણ કરે તો જો કે તેવા વૈષ્ણવને તિલક ધારણ કરવાનું અવશ્ય છે છતાં આ સંભાવના પરિસંખ્યાવિધિ (અમુક તેવાં હોવા છતાં તે મૂકીને બીજાજ શ્રીહરિના બન્ને શ્રીચરણોની આકૃતિ સરખા છે આકૃતિ એટલે અવયવોની વિશેષ રચના, જેને **શ્રીકૃષ્ણના બન્ને શ્રીચરણકમળની નીચેના કુંકુમના કાદવની કાન્તિને અમે નમસ્કાર કરીએ છીએ કે જેનાથી અમારુ હૃદયકમળ હંમેશા અનુરક્ત રહે.** આ પ્રમાણે શ્રીગુસાંઈજીએ આજ્ઞા કરેલા પ્રકાર વડે પોતાના લલાટે કુંકુમથી કરેલી ભગવાનના શ્રીયુગલચરણની આકૃતિ સ્વભાવથી સુંદર હૃદયકમળને અનુરાગનાદાન વડે અતિશય શોભાવે તેવી સમજણ આપતું તે, જો હૃદય ઉપર હોય તો કાન્તિની જરૂર રહે નહીં, રક્ત-વસ્તુ જ્યાં મૂકે તે રક્ત થાય

એજ કારણથી, નહિં તો શ્રીચરણોને છોડી તેમની કાન્તિને નમસ્કાર ન કરે, (તિલક તે રાજચિન્હ હોવાથી મસ્તક ઉપર બિરાજે છે, તેની કાન્તિ હૃદય ઉપર પડવાથી હૃદય હંમેશા ભગવાનના શ્રીયુગલચરણમાં અનુરક્ત રહે તેમ આશય હોવાથી કાન્તિને નમસ્કાર કરે છે, કાન્તિ-પ્રભા તે પ્રસરણશીલ છે અર્થાત્ લાઈટની પેઠે ફેલાવનારી છે વગેરે સમજી લેવું, આથીજ વૈષ્ણવો ક્ષણભર પણ તિલક વિના રહેતા નથી.) **અવિવેકી પુરુષોને વિષયોમાં પ્રતિબન્ધ વિનાની જે પ્રીતિ હોય છે, તે પ્રીતિ આપનું સ્મરણ કરતાં મારા હૃદયથી હટે નહીં, અર્થાત્ મારા હૃદયમાં અવિરત આપની પ્રીતિ બની રહો.** એ પ્રમાણે આરાધ્યદેવમાં ગાઢ અનુરાગ એજ આ દ્વિરેખ દંડાકાર તિલક કરવામાં પ્રાર્થના કરવા યોગ્ય માખણ છે, તેનાથી ભિન્નની પ્રીતિ ભુલાવનાર હોવાથી શ્રીયુગલચરણ જ વૈષ્ણવોને પરસ્પર સ્મરણનું કારણ છે તેથી તેજ કપાળમાં કરવું. વળી મધુરાષ્ટકમાં આંખ અને હાથ બે હોવા છતાં તે મૂકીને **બે શ્રીચરણ મધુર છે**, એમ શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે. અહિં શ્રીગોકુલનાથજી એ **પોતાના શ્રીલલાટે માધર્યયુક્ત બન્ને શ્રીચરણતલનો સ્પર્શ કરે છે**, એમ વ્યાખ્યા કરી છે. આજ કારણથી જણાય છે કે આ સંપ્રદાયમાં ભગવાનના બન્ને શ્રીચરણોનું માહાત્મ્ય અધિક છે. (શ્રીચરણસ્પર્શ-દેવનાં કે ગુરુનાં, તે સમયની સ્થિતિનું દશ્ય ભાવવહી છે)

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



## શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

### ।। ગદ્યાર્થ: ।।

(विवृत्तिः) सहस्राणि अपरिमितानि ये परिवत्सरास्तैर्मितः कालस्तेन जातः कृष्णवियोगस्तेन जाताभ्यां तापक्लेशाभ्यामानन्दतिरोभाव आनन्दरहितोऽहं जातः । आनन्दार्थं देहेन्द्रियप्राणान्तः करणानितद्धर्मोश्चेति। देहःपञ्चभौतिकः १, इन्द्रियाणि दश १०, प्राणा दश १०, अन्तःकरणानि मनोबुद्धिचित्ताहङ्कारास्तेषां धर्मान्, देहस्य चलनम्, इन्द्रियाणां या या प्रवृत्तिः अन्तःकरणानां या या प्रवृत्तिः, ते धर्मास्तान्, तदुक्तं **ब्रह्मसम्बन्धकरणात्सर्वेषां देहजीवयोः। सर्वदोषनिवृत्तिर्हि दोषाः पञ्चविद्याः स्मृताः।** भगवते षड्गुणसम्पनाय कृष्णाय सर्वान्तःकरणहरणाय दारागा-

रपुत्राप्तवित्तेहापराणि। दारा भार्या, आगारं गृहम्, आप्तं कुटुम्बम्, वित्तम् तोषामीहा चेष्टा पराणि च आत्मना जीवेन सह समर्पयामि। समर्पिते सति दासोऽहं। **कृष्ण तवास्मि**। इति पञ्चाक्षरो मन्त्रः। हे कृष्ण, तव दासोऽहम्। **अभयं सर्वदा दास्ये इति जन्मव्रतं मम**, इति। तन्मयि कुरू। इति निवेदनमन्त्रविवृत्तिः ।।

જેનું પ્રમાણ ન માપી શકાય તેવાં હજારો વર્ષોનો જે સમય, તેનાથિ થયેલો પ્રભુનો જે વિરહ, તેને લીધે થયેલા તાપ અને ક્લેશ, તેને લીધે આનન્દનો તિરોભાવ જેને થયેલો છે તેવો હું આનન્દ વિનાનો થવા પામ્યો. પાંચ મહાભૂત-આકાશ, વાયુ, તેજ, પાણી અને પૃથ્વી-એ તત્વોનો બનેલો દેહ, પાંચ કર્મેન્દ્રિય અને પાંચ જ્ઞાનેન્દ્રિય, દસ પ્રાણ - મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ ચાર જાતનું અંતઃકરણ, એઓના ધર્મ જેવા કે દેહનું હરવું-ફરવું, ઇન્દ્રિયોની જે જે હિલચાલ, પ્રાણોની જે જે હિલચાલ, અન્તઃકરણોની જે જે હિલચાલ, એ તે તે દેહ-ઇન્દ્રિય-પ્રાણ-અન્તઃકરણના ધર્મો, બ્રહ્મસંબંધ કરવાથી સર્વના દેહ અને જીવને લગતા પાંચ પ્રકારના જે દોષો, તે દોષોની નિવૃત્તિ થાય છે. તેથી નિર્દોષ થયેલા, તે સર્વ લગતી હિલચાલ અને બીજું સર્વ ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય એ છ ઐશ્વર્યવાળા ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રજીને આત્મા જીવ, તેની સાથે અર્પણ કરું છું. આ બધું સમર્પિત થયું એટલે હું પ્રભુનો દાસ થયો, જે પંચાક્ષર મન્ત્ર છે, એનો અર્થ છે **હે કૃષ્ણ હું આપનો દાસ છું**. આપનું વચન છે કે જે આપને શરણે આવે છે તેને આપ અભય પ્રદાન કરો છો. એ અભયદાન મને આપો. આ સાથે નિવેદનમન્ત્રવિવૃત્તિ (ગદ્યનો અર્થ) સમાપ્ત.

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# સેવક-વૈષ્ણવો વિશેષ માર્ગદર્શન - સામાન્ય વ્યવહાર

૧. યાત્રા મુસાફરીના પ્રસંગે શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથજીના વચનામૃતોમાં વિશ્વાસ રાખી તદાનુસાર પ્રયાણ કરવું.

૨. લઘુશંકા (પેશાબ) કર્યા પછી બન્ને હાથ-પગ ધોવા અને શુદ્ધ જળથી ચાર કુલ્લા (કોગળા) કરવા. લઘુશંકા માટે બાથરૂમમાં જવું, જો સંડાશમાં લઘુશંકા કરવા જઇએ, ત્યારે તો સ-વસ્ત્ર સર્વાંગે સ્નાન અવશ્ય કરવું.

૩. શૌચક્રિયા (સંડાશ) ગયા પછી સ-વસ્ત્ર સર્વાંગે સ્નાન અવશ્ય કરવું, કારણકે સંડાશના સૂક્ષ્મ જીવાણુંઓ માનવદેહ ઉપર લાગે છે જે આથી સુખદ આરોગ્યની જાળવણી અર્થે સ્નાન કરવું હિતાવહ છે.

૪. જળ સિવાય કોઇપણ પ્રવાહી અથવા ખાદ્ય વસ્તુ મુખમાં મૂક્યાં પછી મુખ ઉચ્છિષ્ટ બને છે. તેથી હાથ અને મુખ બન્ને અવશ્ય ખાસા (શુદ્ધ) કરવા.

૫. મહાપ્રસાદ લેતી વખતે મૌન રાખવું. મહાપ્રસાદની નિંદા કરવી નહિં. મહાપ્રસાદ લેતી વખતે જો જળ લેવું પડે તો ડાબા હાથે જળપાત્ર લઇ, તેણે જમણા ભૂજાનો સ્પર્શ કરાવીને પછી જળપાન કરવું, કારણકે ડાબા હાથથી જળ લેવાનો શાસ્ત્ર નિષેધ છે.

૬. ગાય વૈષ્ણવોનું સ્વરૂપ છે. આથી ગૌગ્રાસ અવશ્ય કાઢવો. ગાયને પ્રથમ પ્રસાદ લેવડાવવાથી સઘળો પ્રસાદ વૈષ્ણવની જૂઠણ થાય છે. આ પ્રમાણે ગાય અને / અથવા વૈષ્ણવને લેવડાવ્યા પછી જે પ્રસાદ વધે તે વૈષ્ણવની જૂઠણ મહાપ્રસાદ થાય છે. (શ્રીગોકુલેશ પ્રભુ વચનામૃત - ૨૨)

૭. શ્રીમહાપ્રભુજી, શ્રીગુરુદેવ, શ્રીઠાકોરજી વગેરે સ્વરૂપોની સાથે સમાન અથવા ઊંચા સ્થાને ઘરની દિવાલો ઉપર અન્ય દેવ-દેવીઓ, ધાર્મિક મહાપુરુષો, નેતાઓ, લૌકિક દેહ-સંબંધીઓ વગેરેના ફોટા-ચિત્રો લગાડવા નહિં.

૮. રજસ્વલા સ્ત્રી ચોથા દિવસે સ્નાન કરી શુદ્ધ થાય છે, અને લૌકિક કાર્યો કરી શકે છે પરંતુ ભગવદ્-સેવા-શાસ્ત્રોક્ત કર્મ તથા પાક સામગ્રી માટે તો પાંચમા દિવસે નવી કંઠી ધારણ કર્યા પછી જ યોગ્ય ગણાય છે.

૯. શાસ્ત્ર મર્યાદા અનુસાર મૃત્યુસૂતક અને જન્મસૂતક (વર્ધી-પીંડરૂ), સંપૂર્ણપણે પાળવા. બંને સૂતકમાં ભગવદ્ સેવા થઇ શકે નહિં તથા દાન-દક્ષિણા પણ આપી શકાય નહિં.

૧૦. મૃત્યુસૂતકમાં કોઇ અન્ય વ્યક્તિનો સ્પર્શ થાય નહીં પરંતુ જન્મસૂતકમાં સ્પર્શ કરી શકાય છે.

૧૧. મરણસૂતક સમયે ભોગ અને શ્રૃંગારના દર્શન ઝારીજી ઉઠ્યા પછી જ સૂતકી કરી શકે છે, અન્ય કોઇ સમયે ભગવદ્ દર્શન કરી શકાય નહીં. જન્મસૂતક (વર્ધી)માં ભગવદ્ દર્શન કરી શકાય છે.

૧૨. મરણસૂતકમાં સ્તોત્રપાઠ થઇ શકે નહીં, માત્ર અષ્ટાક્ષર મહામંત્રનો જ જપ (મનમાં રટન, મોટા અવાજે ઉચ્ચાર ન કરવો) કરી શકાય, તિલક કરી શકાય નહિં.

૧૩. શબ-મડદાનું મોં જોવાથી અપરસ છોવાઇ જાય છે.

૧૪. અન્ય દેવનું ભજન, સ્વયં અથવા અન્યની પ્રેરણાથી અન્ય દેવના મંદિરે જવું, તથા પોતાના નાના-મોટા લૌકિક-વૈદિક કાર્ય માટે કોઇપણ પ્રકારે શ્રીપ્રભુને પ્રાર્થના કરવી-આ ત્રણ સર્વથા ત્યાગ કરવો. (વિવેકધર્યાશ્રય-૧૪, શ્રીગોપેશ્વરજી કૃત વિવૃત્તિ)

સંકલનઃ- રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ.)



# શુદ્ધાદ્વૈત માર્તણ્ડ

## ।। ગોસ્વામી શ્રીગિરિધરજી મહારાજ।।

**અનુવાદક : છગનલાલ અમરજી શાસ્ત્રી**

...ગતાંકથી આગળ

**विसर्पिगुणचैतन्योऽणुर्जीवोऽज्ञो(शो) हरेः स्मृताः ।**

**जडे चिदानन्दयोस्तु चित्यानन्दस्य सर्वशः ।। १० ।।**

**तिरोधानं हरिच्छातो निबन्धदिषु वर्णितम् ।**

**आविर्भावे तु सर्वे हिं ब्रह्मैवेति न संशयः ।। ११ ।।**

પ્રસરી જાય તેવું ચૈતન્ય જેનો ગુણ છે એવો જીવ અણુ છે, અને તે હરિનો અંશ છે એમ શ્રીગીતાજીમાં કહેલું છે. ભગવાનની ઈચ્છાથી જડમાં ચિત્ અને આનંદ એ બે ધર્મોનો તિરોભાવ છે અને જીવમાં એક આનંદનો તિરોભાવ છે તે નિબંધ વગેરેમાં વર્ણવ્યું છે. જીવમાં આનંદના અંશનો તથા જડમાં ચિત્ના અંશનો અને આનંદના અંશનો આવિર્ભાવ થાય ત્યારે સર્વત્ર સત્, ચિત્, અને આનંદરૂપ ધર્મ પ્રગટ થાય છે. કેમકે સર્વ બ્રહ્મ જ છે તેમાં સંશય નથી.

**रमणार्थमिदं सर्वे ब्रह्मैव स्वेच्छयाऽभवत् ।**

**यथा सर्पः स्वेच्छया हिं कुण्डलाकारतां गतः ।। १२ ।।**

**न विकारी तथा ब्रह्म व्यासैः सूत्रे निरूपितम् ।**

**सुवर्णस्याविकारित्वं कामधेनोर्मणेरपि ।। १३ ।।**

બ્રહ્મ ને જ પોતાની ઈચ્છા વડે રમણ માટે આ સર્વ જગત્ થયેલું છે. જેમ સાપ પોતાની ઈચ્છાવડે કુંડાળાના આકારે ગૂંચળું વળીને રહેલો છે, તે વિકારવાળો થતો નથી, તેમ બ્રહ્મ પણ જગત્ રૂપ થાય છે છતાં વિકારવાળું થતું નથી, એમ શ્રીવ્યાસજીએ સૂત્ર(બ્રહ્મસૂત્રમાં) નિરૂપણ કર્યું છે. સુવર્ણમાંથી કડાં,

કુંડળ વગેરે થાય છે છતાં સુવર્ણને જેમ અવિકારીપણું છે અને કામધેનુ તથા ચિંતામણિમાંથી સર્વ પદાર્થ થાય છે છતાં કામધેનુ અને ચિંતામણિ વગેરેને જેમ અવિકારીપણું છે તેમ બ્રહ્મને પણ અવિકારીપણું છે.

**आविर्भावतिरोभावौ पदार्थानां यतस्ततः ।**

**नानित्यता तु विज्ञेया शास्त्रविद्भिर्विचक्षणैः ।। १४ ।।**

જે કારણ માટે પદાર્થોનો આવિર્ભાવ અને તિરોભાવ થાય છે તે કારણથી શાસ્ત્રને જાણનારા વિચક્ષણોએ પદાર્થોને અનિત્ય માનવા નહિં.

**तिरोभावे तु कार्यं हिं वर्तते कारणात्मना ।**

**आविर्भावे तु कार्यं हिं यथा मृदिं घटादयः ।। १५ ।।**

તિરોભાવમાં કાર્ય કારણરૂપે રહે છે અને આવિર્ભાવમાં કાર્યરૂપે રહે છે. જેમ ઘડા વગેરેનો તિરોભાવ હોય ત્યારે માટીમાં ઘડો વગેરે રહે છે અને આવિર્ભાવમાં ઘડો વગેરે કાર્ય દેખાય છે (તેવી રીતે સૃષ્ટિની આદિમાં તથા અંતમાં, પ્રલય હોય ત્યારે ,આ જગત્ રૂપ કાર્ય બ્રહ્મરૂપ થઈને રહે છે એ કાર્યનો તિરોભાવ સમજવો, અને સૃષ્ટિ થયા પછી આ જગત્ દેખાય છે તે કાર્યનો આવિર્ભાવ સમજવો.)

**यदाऽनुभवयोग्यत्वं वर्तमानस्य वस्तुनः ।।**

**आविर्भावः स विज्ञेयःस्थिरो भावस्ततोऽन्यथा ।। १६ ।।**

વર્તમાન વસ્તુની જ્યારે અનુભવની યોગ્યતા હોય તે આવિર્ભાવ જાણવો અને અનુભવની અયોગ્યતા હોય ત્યારે તે તિરોભાવ જાણવો.

**प्रागभावादयो नङ्गाकार्या आभ्यां यगोऽखिलम् ।**

**तद्विस्तरभिया नात्र लिंख्यतेऽन्यत्र दृश्यताम् ।। १७ ।।**

પ્રાગભાવાદિક સ્વીકારા નહિં કેમકે આવિર્ભાવ તથા તિરોભાવથી જ સર્વ સિદ્ધ થાય છે. તે વિસ્તારના ભયથી અહીં લખ્યું નથી. બીજા ગ્રંથમાં જોઈ લો.

यत्र येन यतो यस्य यस्मै यद्यद्यथा यदा ।

स्यादिदं भगवान् साक्षात् प्रधानपुरुषेश्वरः ।। १८ ।।

इति भागवते पद्ये सर्वस्व ब्रह्मता श्रुता ।

श्रुतिसूत्रैः स्मृतिगणैः दृष्टिः स्वर्णार्थिनो यथा ।। १९ ।।

सुवर्णस्य च ये खण्डाः कटका मुद्रिकादयः ।

सुवर्णत्वेन गृह्णाति तथा ब्रह्मविदो मतिः ।। २० ।।

આ જગત્ જ્યાં, જેથી, જેનાથી, જેનું, જેને માટે, જે, જે, જે, રીતે, જ્યારે થાય છે તે સાક્ષાત્ પ્રધાનપુરુષેશ્વર ભગવાન જ છે. એ શ્રીભાગવતના દશમસ્કંધના શ્લોકમાં સર્વની બ્રહ્મતા સાંભળી છે, તેવી જ રીતે શ્રુતિ, સ્મૃતિ, સૂત્રોમાં સમૂહોવડે પણ, સર્વનું બ્રહ્મપણું સિદ્ધ છે; તેથી સર્વ બ્રહ્મ છે એવી દૃષ્ટિ (શુદ્ધાદ્વૈત જ્ઞાનવાળાની) રહે છે. આ દૃષ્ટાન્ત આપે છે કે કડાં અને વીંટી વગેરે જે સુવર્ણના ભાગો છે તેને (આ સુવર્ણ જ છે એવી રીતે) સુવર્ણપણાથી સુવર્ણની ઇચ્છાવાળાની દૃષ્ટિ જેમ ગ્રહણ કરે છે તેમ બ્રહ્મને જાણનારાઓ માને છે.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## સત્સંગ સૂધા

### આપણે સત્સંગમાં જતા નથી, તેનું કારણ શું ?

કારણકે એજ કે, આપણે સત્સંગની કિંમત સમજતા નથી. જેમ એક નાના બાળકના હાથમાં પતાસું ને રૂપિયો બન્ને આપીએ, તો તે પતાસાને પકડી રાખશે, કારણકે મીઠું લાગે છે અને રૂપિયાને કદાચ ફેંકી દેશે, કારણકે અજ્ઞાનને લીધે રૂપિયાની કિંમતની તેને ખબર નથી.

આ ઉદાહરણ આપણને મજાનો લાગે છે; પણ આપણને ખબર નથી કે તે આપણી ઉપર લાગુ પડે છે. પતાસારૂપી મીઠી લાગતી માયાને, એટલેકે નાટકશાળાને, નાચને, અને મિજબાનીઓને, વરઘોડાઓને, શ્રૃંગારરસની ચોપડીઓને અને લૂખા મોજશોખની નજીવી વસ્તુને આપણે વળગી રહીએ છીએ અને સત્સંગરૂપી રૂપિયો કે જેથી શ્રીપ્રભુરૂપી હીરાને મેળવી શકાય છે. તેને આપણે ગુમાવી નાખીએ છીએ; પણ આપણે એટલું વિચારતા નથી કે જેમ રૂપિયામાંથી ઘણાંય પતાસા આવી શકે છે, તેમ આ વ્યવહારના ટૂંક વખતના ઉપલક મોજશોખ એ તો માયાની જાળ છે. એમાં ફસાઇ જઇને ઈશ્વરને ભૂલી જવો, એનું જ નામ અજ્ઞાનતા છે. સત્સંગરૂપી રૂપિયાની ખામીને લીધે જ એમ થાય છે. માટે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ! અનંગ બ્રહ્માંડના નાથ સર્વસમર્થ સર્વદા સેવ્ય શ્રીગોકુલેશ પ્રભુચરણને વિસરી જવાય એવી ભૂલ ન કરીએ. એવી ભૂલ ન થાય માટે પૂર્ણ પ્રેમથી હમેશાં સત્સંગમાં પડ્યા રહીએ.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



## શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશપ્રભુ વ્યક્ત બત્રિસ લક્ષણ

### ચોવિસમો લક્ષણ - જપમન્ત્ર ગુપ્ત રાખવો

અબ ચોવીસમો લક્ષણ કહેત હેઃ - જો વૈષ્ણવ અપણો જપ કાહુસો કહે નહીં. જો કહે તો અંતરાય દે કે વિષે હોય. જપ કીયે કો ફલ વાકો હોય. તો યાકો જપ કરનો વૃથા હોત હે - યા કરિકેં કહ્યોં. જો વૈષ્ણવ હોઇ સો અપનો ગુરુમંત્ર કાહું સોં કહે નાંહી. ૨૪

।। ઇતિશ્રી તેઈસમો લક્ષણ સંપૂર્ણમ્ ।।

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# આશ્રયકો પદ

### શ્રીકન્હૈયા પ્રભુ (શ્રીવિઠ્ઠલેશરાયજી) કૃત આશ્રય કો પદ

**શ્રીગોકુલનાથ** ભક્તનકું પોખે।

દાન દયા નિત અપને જનપેં તાતેં રહે સંતોષે ।। ૧ ।।

શ્રીમુખ વચન ભગવદી જનને લીખ લીયે બાવન દોષે ।

**શ્રીવિઠ્ઠલપ્રભુ** નિડર રહતહેં એકજો આપકે ભરોસે ।। ૨ ।।

*।। શ્રીગોકુલનાથ કી જય ।।*



# શ્રીગુસાંઈજી પ્રાગટ્યોત્સવ

સાયં કુંજાલયસ્થાસાનમુપવિલસિત્-સ્વર્ણપાત્રં સુધૌતં
રાજદ્યજ્ઞોપવીતં પરિતનુવસનં ગૌરમમ્ભોજવક્ત્રમ્ ।
પ્રાણાનાયમ્ય નાસા-પુટ-નિહિતકરં કર્ણ-રાજદ્વિમુક્તં
વન્દેઽર્ધોન્મીલિતાક્ષં મૃગમદ-તિલકં વિઠ્ઠલેશં સુકેશમ્ ।।

શ્રીગોપીનાથજીના પ્રાગટ્યાનન્તર શ્રીમહાપ્રભુજીએ અડેલમાં રહી બીજા ત્રણ સોમયજ્ઞ કર્યા. પશ્ચાત્ પાંડુરંગ શ્રીવિઠ્ઠલનાથજી દ્વારા પૂર્વે થયેલી શ્રીનાથજીની આજ્ઞાનુસાર પ્રભુપ્રાકટ્યનો સમય નિકટ જાણી, પુરાણોમાં જેને આધિદૈવિક વૃન્દાવન કહેલું છે એવા ચરણાટમાં આપશ્રીએ નિવાસ કર્યો. અને ત્યાં સ્વગૃહમાં સં.૧૫૭૨નાં વ્રજ પોષ કૃષ્ણ નવમી, (ગુર્જર ૧૫૭૨, માગસર વદ ૯), શુક્રવાર, હસ્ત નક્ષત્ર, શોભનયોગ, અને તૈતિલ કરણ તથા ૨૧ ઘડી એવં ૨૫ પલ સમયે શ્રીપ્રભુના અપરાવતાર સ્વરૂપ દ્વિતીય આત્મજનું પ્રાકટ્ય થયું.

ઉક્ત પ્રાકટ્યના આનંદમાં શ્રીમહાપ્રભુજીએ અતિ ઉત્સાહપૂર્વક વધાવ્યો. તે સમયનું અલૌકિક વર્ણન શ્રીવિઠ્ઠલેશના કૃપાપાત્ર રૂપપરાનિવાસિ ગોપાલસાદજીએ પોતાના ત્રીજા વલ્લભાખ્યાનમાં યથાર્થ રૂપે કર્યું છે.

## ।। આખ્યાન ત્રીજું ।।
### રાગ ધનાશ્રી

આ પોષ મધ્યાહ્ને નોમે શ્રીનાથજી,
અક્કાજી ઉદર ઉપન્યો આનન્દ;
આ ચંદ શ્રીવૃન્દાવન તણો પ્રગટ્યો ।। ૧ ।।
આ સૌભાગ્ય સુંદરી મળી ધવલ ગાયે,
સુહાયે રૂડા કંઠના નાદ;
આહ્લાદ ઉપન્યો તે અંગો અંગ ઘણો ।। ૨ ।।
આ સૂતિકા સદન સોહામણું,

શોભા રૂડી લહેરડે જાય;
આ વાજિંત્ર વાજે તે સમે તણો ।। ૩ ।।
આ સર્વસ્વ-દાન તેણે સમે,
કરે રે શ્રીવલ્લભજી ઉદાર;
આ સુકુમાર સુત ઉદયો શ્રવણે સુણી ।। ૪ ।।
આ પાતાળે શેષ નાગ રીઝિયા,
ઉપર ઇન્દ્રાદિક દેવ;
આ તત ખેવ સુણી નિશાન વજડાવિયાં ।। ૫ ।।
આ સિદ્ધ ગંધર્વ ગુણી અપસરા,
ઊલટિયાં નૃત્યને નાદ;
આહ્લાદ ભર્યા શ્રીવલ્લભજીએ માનિયાં ।। ૬ ।।
આ બ્રહ્મા, મહાદેવ, મુનિ હરખિયા,
વરખિયા કુસુમ સમૂહ;
આ મોહ ટાળ્યો જગતના જીવનો ।। ૭ ।।
આ નિગમ સામ શાખા સહસ્રશું,
કરે રે ભલા નિર્ઘોષ;
આ ઘોષ પતિ ભગવંત (ભગવદી) ભેટતાં ।। ૮ ।।
આ વેદ વિહિત કૃત્ય સર્વે કીધાં,
દીધાં બહુ પેરે ગોદાન;
આ માનશું સ્વજન સંતોષિયાં ।। ૯ ।।
આ કનક કચોળાં કુમકુમ ભર્યા,
અક્ષત દુર્વા ભર્યા રે સુથાળ;
આ માળ પારિ જાતની મહમહે ।। ૧૦ ।।
આ તોરણ પૂર્ણ સહકારનાં,
ધરણિયે ચંદન તણાં નીર;
આ વીર શ્રીગોપીનાથ, શ્રીવિઠ્ઠલ પ્રગટ્યા ।। ૧૧ ।।
આ દધિ દૂધ ઘૃત મધુ માંડવે,
શેરડિયે વહે રે સુગંધ;
આ સુગંધે મોહ્યા અલિ કુલ આવીયા ।। ૧૨ ।।

આ સૂત માગધ સાધુ સર્વે મળ્યા,
મળિયા તે માંહો માંહે;
આ ઉત્સાહ ભર્યા કો કોને જાણે નહિં ।। ૧૩ ।।
આ શુકદેવ સબળ આનન્દિયા,
વંદિયા શ્રીવલ્લભજીનાં ચરણ;
આ ગિરિધરણ શ્રીભાગવત મારું નિરખશે ।। ૧૪ ।।
આ સકલ કલા કલિ કાલમાં,
કલ્પ દ્રુમ પ્રગટિયો આજ;
આ કાજ મન વાંછિત પૂરવા ।। ૧૫ ।।
આ તૈલંગ તિલક ત્રિભુવન ધણી,
મણિ મરકત ધનવાન;
આ સમાન રૂપ નિરખતાં કોઇ નહિ ।। ૧૬ ।।
આ ગણક ગર્ગાદિક આવિયા,
ભાવિયા દિયે રે આશિષ;
આ જગદીશ શ્રીવલ્લભ ઘેર પ્રગટિયા ।। ૧૭ ।।
આ ધવલ ધનાશ્રી ગાન જે કરે,
ઉચ્ચરે શ્રીવિઠ્ઠલજી અવતાર;
આ સરસ્વત લીલા તે જન લહે ।। ૧૮ ।।
આ દાસનો દાસ જાય વારણે,
બારણે રહ્યો રે ઉત્સવ જુવો;
આ કો એક ભાગ્યવાન(ભગવદી) તે સમે ।। ૧૯ ।।

**સાથેજ શ્રીદ્વારકેશજી પણ આ પ્રસંગનો ઉલ્લેખ મૂલ-પુરુષમાં આ પ્રમાણે કરે છે.**

પોષ કૃષ્ણ નવમી જબ આઈ, ઘર-ઘર મંગલ હોત બધાઈ ।

શ્રીવિઠ્ઠલનાથ પ્રકટ ભયે સુનિ કે, કહત ફિરત આનન્દ ગુણ ગનિકે ।।

**છંદ**

આનન્દ બાઢ્યો ચહું દિશા, છબિ નિરખિ શ્રીવલ્લભ હઁસે ।

બેઉ કછુ મુસકાય ચિતયે, દોઉ હઁસત મેરે મન બસે ।।

તિલક મૃગમદ છપ્યો હરખિત, કહાંલો ગુણ ગાઈયે ।

કૃપાતેં ઉછલિત નિજ રસ, છિપત નાહીં છિપાઈયે ।। ૧૮ ।।

જે સમયે એ ઉત્સવ થતો હતો તે વખતે શ્રીરામાનુજ પંડિત **બટુક** નામક એક બ્રાહ્મણ ભગવત્સ્વરૂપ લઈને ત્યાં આવ્યો. પશ્ચાત ઉત્સવાન્તર એ બ્રાહ્મણે શ્રીમહાપ્રભુજીને તે સ્વરૂપ આપ્યું અને પોતાને શરણે લેવાની પ્રાર્થના કરી. એની વિનંતીથી શ્રીમહાપ્રભુજીએ તેને દૈવી જીવ જાણી શરણે લીધો.

પછી આ અચાનક એજ દિવસે પ્રાપ્ત થયેલ અદ્ભૂત સ્વરૂપનો અનુભવ કરતાં શ્રીમહાપ્રભુજીએ દામોદરદાસ હરસાની પ્રતિ સહસા આજ્ઞા કરી કે **સેવક અનર સેવ્ય બન્ને રૂપથી શ્રીવિઠ્ઠલનાથજી એક સાથે અમારે ત્યાં પધાર્યાં છે.**

પશ્ચાત શ્રીમહાપ્રભુજીએ વેદવિધિ અનુસાર જાતકર્માદિ સંસ્કાર કર્યા. બાદ બરહી (પ્રાગટ્યથી ૧૨માં દિવસે)ના દિવસે આપશ્રીએ બાલકનું નામ **શ્રીવિઠ્ઠલનાથજી** ધર્યું. જે લોકમાં પ્રભુચરણ એવં શ્રીગુસાંઈજી તરીકે પ્રસિદ્ધ છે. લોકમાં પ્રસિદ્ધ છે કે પ્રાકટ્યના સમયે શ્રીવિઠ્ઠલેશ નવીન ઘનના સમાન શ્યામ વર્ણવાળા હતાં. અને આપશ્રીના તેજ:પુંજયુક્ત ભવ્ય લલાટમાં કસ્તુરીનું તિલક (બિંદી) બિરાજતી. વળી શ્રીવિઠ્ઠલેશના કેશ શ્યામ સુચિક્કન અને નેત્રો કમળ સમાન દીર્ઘ, અણિયારાં અને લાલાશયુક્ત અનુરાગભર્યાં હતાં અને પાછળથી યુવાવસ્થામાં શ્રીવિઠ્ઠલેશ ગૌર વર્ણરૂપે દર્શન દેતા હતા.

પ્રાકટ્યના અગિયારમાં દિવસે શ્રીમહાપ્રભુજીએ શ્રીવિઠ્ઠલનાથજીને અષ્ટાક્ષર મંત્રનું દાન કરી તુલસીની કંઠી આપી. ત્યાર પછી ગંગાપૂજન, વગેરે કાર્ય પશ્ચાત શ્રીમહાપ્રભુજી સહ-પરિવાર શ્રીવિઠ્ઠલેશજીને લઈને ગોપાલપુર-જતિપુરા પધાર્યા અને ત્યાં શ્રીવિઠ્ઠલેશજીને શ્રીગોવર્ધનનાથજી (શ્રીનાથજી)ના શ્રીચરણસ્પર્શ કરાવ્યાં.

પછી ત્યાંથી શ્રીમહાપ્રભુજી શ્રીમદ્ ગોકુળ પધાર્યા અને ત્યાં કર્ણવેધ કૂપ ઉપર શ્રીવિઠ્ઠલેશ પ્રભુને કર્ણ-ભેદ(કાન વિંધાવ્યાં) કરાવ્યોં. ત્યાર પછી શ્રીમહાપ્રભુજીને શ્રીવિઠ્ઠલેશજીને શ્રીમદ્ ગોકુલમાં જ છઠ્ઠા

માસે અન્નપ્રાશન કરાવ્યું. અને ત્યાં આપશ્રીએ ચતુર્માસ વ્યતિત કર્યો. ત્યારબાદ શ્રીમહાપ્રભુજી બાલકને લઇને સહ-પરિવાર પુન: અડેલ પધાર્યા.

શ્રીમહાપ્રભુજીની ઉત્તરાવસ્થા પ્રાય: અડેલ અને ચરણાટમાં જ વ્યતીત થયેલી હોવાથી આપશ્રીના બન્ને ભગવદાત્મજ શ્રીગોપીનાથજી અને શ્રીગુસાંઇજીનો બાલ્યકાલ પણ આ સ્થલોમાં જ પસાર થયો હતો.

શ્રીવિઠ્ઠલેશના અનેક અભિધાનો પૈકીનાં **પ્રભુચરણ**, એવં **શ્રીગુસાંઇજી**, એ બે અતિપ્રિય અભિધાનો જ ન-સમૂહનો અતીવ પ્રસિદ્ધ છે. બાદશાહ અકબર દ્વારા **ગુસાંઇ** પદવી પ્રાપ્ત થયા પછી શ્રીગુસાંઇજીએ અભિધાનથી અત્રે સમજવું.

એક દિવસે બાદશાહ અકબરે બીરબલને પૂછ્યું કે બીરબલ! **સાહીબ (ખૂદા, પ્રભુ) કૈસે મિલે**? યદ્યપી બીરબલ હાજરજવાબી હતો, છતાં એ પ્રશ્નનો જવાબ તે તુરત આપી શક્યો નહીં. ત્યારે બાદશાહે તેને ભય દેખાડીને આઠ દિવસનો સમય આપ્યો. બાદશાહના ભયથી બીરબલ કંપિત થયો અને ઘણો વિચાર કર્યો તો પણ તેને તેનો કોઇ જવાબ ન સૂઝ્યો. એ પ્રકારે બીરબલને ઉદ્વેગયુક્ત જોઇને તેની બેટી શોભાવતી, કે જે શ્રીગુસાંઇજીની સેવક હતી, એને તે સંબંધીનો યથાર્થ જવાબ પ્રાપ્ત કરવાને તેને શ્રીગુસાંઇજીની પાસે શ્રીમદ્ ગોકુલ જવાં કહ્યું. એ સાંભળી બીરબલનું ચિત્ત પ્રસન્ન થયું અને બીરબલ અતિ ઉતાવળે શ્રીમદ્ ગોકુલ ગયો. અહીં એણે શ્રીગુસાંઇજીની સાથે એકાંતમાં દર્શન કરી બાદશાહના પ્રશ્નની બધી વાત કહીં. એ સમયે શ્રીગુસાંઇજીએ તેને હસીને ધીરજ આપી અને આજ્ઞા કરી કે **મેં યાકો જવાબ સ્વયં દુંગો**, એમ કહી વિદાય કર્યો.

આગ્રા આવી બીરબલે શ્રીગુસાંઇજીના એ વાક્યોને કહેતાં બાદશાહને શ્રીમદ્ ગોકુલ જવાની વાત કરી. બાદશાહ શીઘ્ર શ્રીમદ્ ગોકુલ આવ્યો અને એને શ્રીગુસાંઇજીના દર્શન કરી અને આ પ્રશ્ન ફરી પુછ્યો. **સાહીબ (ખૂદા, પ્રભુ) કૈસે મિલે!** તેના જવાબમાં શ્રીગુસાંઈજીએ આજ્ઞા કરી કે **જૈસે આપકુ હમ મિલે, વૈસે સાહીબ મિલે!**, અર્થાત્ જ્યારે ઈશ્વર કૃપા કરીને વિચાર કરે ત્યારેજ જીવને તેની પ્રાપ્તિ થાય અન્યથા કોટી સાધન કર્યાથી પણ જીવ ઈશ્વરને પ્રાપ્ત કરી શક્તો નથી જ.

શ્રીગુસાંઇજીનો આ જવાબ દેવાનો વિવેક જોઇ બાદશાહ અત્યંત પ્રસન્ન થયો અને આપના આશિર્વાદ માંગી પુનઃ તે આગ્રા ગયો.

## -: શ્રીવિટ્ઠલનાથજીની સાહિત્ય રચના અને તેનો સ્વલ્પ પરિચય :-

**વિદ્વન્મંડન** - આ ગ્રંથમાં શુદ્ધાદ્વૈત તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતોનું બહુજ સુંદર શૈલીમાં સ્ફોટન કરવામાં આવ્યું છે, સર્વત્ર શુદ્ધ બ્રહ્મ જ આ બ્રહ્માંડમાં વિલસી રહ્યાં છે. આપશ્રીના ચિત્ત અને આનન્દનું તિરોધાન થવાથી જીવ થયા છે, અને પોતાના અગણિત આનન્દનું કંઇક તિરોધાન કરીને ગણિતાનન્દમાંથી પોતે અંતર્યામી થાય છે.

જગત સત્ય છે, બ્રહ્મ તે જગતનું સમવાયિ અને નિમિત્ત કારણ છે. જીવો અને બ્રહ્મનો અંશાંશિ ભાવનો સંબંધ છે. બ્રહ્મ સાકાર અને નિરાકાર ઉભય છે. તે આનંદ સ્વરૂપે સાકાર છે અને પ્રાકૃત ધર્મથી રહિત હોવાથી નિરાકાર છે. વળી તે પરિણામ વિકાર વગરનો છે. જગત સત્ય છે કારણકે તે બ્રહ્મની કૃતિ છે. પણ સંસાર જે જીવની અહંતા મમતાથી ઉત્પન્ન થયો છે તે મિથ્યા છે. ભગવાનના ઐશ્વર્યાદિ છ ગુણોનું તિરોધાન થવાથી જીવ દુઃખાદિ છ દોષને પ્રાપ્ત થયો છે, પણ પ્રભુની ભક્તિ કરવાથી તે મૂળ સ્વરૂપને પ્રાપ્ત કરી શકે છે. બ્રહ્મપ્રાપ્તિનું મુખ્ય સાધન જ્ઞાન નહીં પણ ભક્તિ જ છે, વગેરે અનેક સિદ્ધાંતોનું આ ગ્રંથમાં પ્રતિપાદન છે. ખરેખર આ ગ્રંથ વિદ્વાનોનું ભૂષણ છે, તેથી નામ પણ વિદ્વન્મંડન. આ ગ્રંથ શ્રીવિઠ્ઠલનાથજીના અદ્વિતીય તાત્વિકજ્ઞાનના નિદર્શન રૂપ છે.

**અણુભાષ્ય (અંતિક ૧।। અધ્યાય)** :- આ ગ્રંથ તે ઉત્તર મીમાંસા અગર ભગવાન વેદ વ્યાસજી રચિત બ્રહ્મસૂત્ર ઉપરનું ભાષ્ય (ટીકા) છે. આ ગ્રંથ શ્રીમહાપ્રભુજીએ ૨।। અધ્યાય સૂધી લખ્યો છે અને પાછળના ૧।। અધ્યાય શ્રીગુસાંઇજીએ પ્રકટ કર્યો છે. શ્રીમહાપ્રભુજીની ભાષા સરલ, ગંભીર અને સંક્ષિપ્ત છે જ્યારે શ્રીગુસાંઇજીની ભાષા ઠોક તથા પાંડિત્ય અને લંબાણ વિસ્તારવાળી છે. ભાષ્યના અંતમાંનો **भाष्य पुष्टाञ्जलिः श्रीमदाचार्यचरणांबुज। निवेदितस्तेन तुष्टा भवतु मयि ते सदा ।** આ શ્લોક શ્રીગુસાંઇજીની પાછળની કૃતિને સિદ્ધ કરે છે.

**તત્ત્વાર્થદિપ નિબંધ (પ્રકાશ ૩ સ્કંધથી ૫ સુધી)** :- અણુભાષ્યની માફક શ્રીમહાપ્રભુજીએ આ ગ્રંથ પણ ત્રીજા ભાગ (ભાગવતાર્થ પ્રકરણ)ના ત્રણ સ્કંધ સુધી જ રચ્યો છે. બાકીનો સંપૂર્ણ અંશ (૩ સ્કંધથી ૫ સુધીનો) શ્રીગુસાંઇજીએ રચ્યો છે.

**ભક્તિહંસ અને ભક્તિહેતુનિર્ણય તથા ભક્તજીવન** :- આ ભક્તિહંસ તથા ભક્તિહેતુનિર્ણય અને ભક્ત જીવન, આ ત્રણ ભક્તિની ઉત્કટતા, ઉતકૃષ્ટતા, ઉત્તમતા દર્શાવતા ગ્રંથો છે. આ ગ્રંથમાં ભક્તિનું સ્વરૂપ સમજાવ્યું છે અને તે કર્મ અને જ્ઞાન કરતાં શ્રેષ્ઠ છે એમ સિદ્ધ કર્યું છે. એમાં નવધા ભક્તિને સગુણા સાધનરૂપ ગણી દશમી પ્રેમલક્ષણા ભક્તિને નિર્ગુણ અને બ્રહ્મપ્રાપ્તિના મુખ્ય દ્વાર રૂપ માની છે. નિર્ગુણ ભક્તિએ સાધ્ય ભક્તિ છે. માહાત્મ્યજ્ઞાનપૂર્વક સર્વથી અધિક અને સુદૃઢ નિરુપધિ સ્નેહ ભગવાન પ્રતિ હોય એને ભક્તિની વ્યાખ્યા આપવામાં આવી છે. ભક્તિ સમ્પન્ન જીવો (ભક્તો) ક્યારેય મુક્તિને ઇચ્છતા નથી, એ આ ગ્રંથો દ્વારા સારી રીતે સમજાવવામાં આવ્યું છે. આ પુષ્ટિભક્તિમાં પણ પ્રવાહ, મર્યાદા અને પુષ્ટિ તથા શુદ્ધ પુષ્ટિ એવા ચાર ભાગ છે. સર્વથી શ્રેષ્ઠ ભક્તિની પરાકાષ્ઠા શ્રીવ્રજસીમન્તિનીઓમાં હતી.

**શ્રૃંગારરસમણ્ડન** :- આ માર્ગમાં પરબ્રહ્મને રસાત્મક સ્વરૂપે ગણવામાં આવ્યા છે. વેદની શ્રુતિઓમાં તે બ્રહ્મનું રસ તરીકે વર્ણન કર્યું છે. એ રસાત્મક બ્રહ્મને શ્રીકૃષ્ણ કહેવામાં આવે છે. આઠ પ્રકારના રસમાં શ્રૃંગાર રસ સર્વથી શ્રેષ્ઠ છે. શ્રૃંગારરસના અધિષ્ઠાતા વિષ્ણુ છે એમ વાત્સ્યાયન સૂત્રમાં કહ્યું છે. તો તે રસાત્મક શ્રીકૃષ્ણચન્દ્રની જીવને પ્રાપ્તી શી રીતે થઇ શકે તે સંબંધી ગુપ્ત રહસ્યનો બોધ આ ગ્રંથમાં આપવામાં આવ્યો છે. જયદેવજીના ગીતગોવિન્દની જેમ આમાં પણ રસેશ શ્રીકૃષ્ણચન્દ્રની રાસલીલાનું વર્ણન કરેલું છે. ભક્તિભાવને પોષણ આપવાને માટે ભક્તોને રસ શું છે તે સમજવું જોઇએ માટે પદ્યાત્મક કાવ્ય દ્વારા તેનું સવિસ્તાર નિરૂપણ આમાં કરેલું છે.

**આવા અનેક ગ્રંથો, જેમકે શ્રીસુબોધિનીજી ઉપર ટિપ્પણીજી, ગીતા પ્રથમાધ્યાય ટીકા, ગીતા તાત્પર્ય, ન્યાસાદેશ વિવૃત્તિ, ગીતા હેતુ, ગાયત્રી કારિકા, ષોડશગ્રંથ ટીકા (સિદ્ધાંત મુક્તાવલી, યમુનાષ્ટક ટીકા, નવરત્ન પ્રકાશ, સિદ્ધાંત રહસ્ય વિવરણ), રસસર્વસ્વ, વ્રતચર્યા, સ્વપ્નદર્શન, ગુપ્તરસ, સેવાન્હિક,**

**શ્રીસર્વોત્તમ સ્તોત્ર, શ્રીવલ્લભાષ્ટક, શ્રીસ્ફૂરત્કૃષ્ણપ્રેમાકૃત, શ્રીગોકુલાષ્ટક, સ્વામિન્યાષ્ટક, સ્વામિની સ્તોત્ર, ભુજંગ પ્રયાતાષ્ટક, લલિતત્રિભંગી સ્તોત્ર, શ્રીયમુનાષ્ટપદી, આર્યા, વિજ્ઞપ્તિ, પ્રબોધ, ચતુઃશ્લોકી, પ્રેમામૃત ભાષ્ય, વૃત્રાસુર ચતુઃશ્લોકી ટીકા, પ્રેંખપર્યંક શયનમ્ પલના), મંગલ મંગલમ્, ભાવૈરંકુરિતમ્, સૌન્દર્યં નિજ હૃદગતમ્, ગદ્યાર્થ, જન્માષ્ટમી નિર્ણય, રામનવમી નિર્ણય, ગીત ગોવિંદ પ્રથમાષ્ટપદી ટીકા, અષ્ટાક્ષર નિરૂપણ, પત્રો, રક્ષા સ્મરણ, શ્રીવલ્લભ નામાવલી, ભક્તિનિર્ણય, પુરુષોત્તમ પ્રતિષ્ઠા પ્રકાર, વગેરે. પદ્ય સાહિત્યો પ્રગટ બિરાજે છે.**

એક પ્રસંગ એવો બને છે કે જ્યારે કૃષ્ણદાસ અધિકારીને શ્રીગુસાંઇજીની સાથે મનમેળ ન થવાથી કૃષ્ણદાસે શ્રીગુસાંઇજીને શ્રીગોવર્ધનનાથજી (શ્રીનાથજી)ની સેવામાંથી દૂર કર્યા. શ્રીગુસાંઇજીએ કૃષ્ણદાસને પોતાના પિતૃચરણ શ્રીમહાપ્રભુજીના સેવક જાણી તેમની કાની રાખી પોતે આદ્યવૃંદાવન શ્રીચંદ્રસરોવર પધાર્યા, અને ત્યાં મહાન વિપ્રયોગ દશામાં છ માસ સુધી બીરાજી વિરહાનંદનો અદ્વિતીય અનુભવ સિદ્ધ કર્યો.

શ્રીગુસાંઇજીને સેવામાંથી દૂર કર્યાની વાત છ મહિને જ્યારે બીરબલ મથુરા આવ્યો, ત્યારે જાણી, તે સમયે બીરબલે કૃષ્ણદાસ અધિકારીને પકડી મંગાવી બંદીખાનામાં મોકલાવ્યા અને શ્રીગુસાંઇજીને ચંદ્રસરોવરથી શ્રીગિરિરાજજી પાછા પધરાવવા માટે શ્રીગિરિધરજીને મોકલાવ્યા. કૃષ્ણદાસ અધિકારીને બંદીખાનામાં મોકલાવ્યાંની વાત શ્રીગિરિધરજી દ્વારા જ્યારે શ્રીગુસાંઇજીએ જાણી ત્યારે પોતાને અત્યંત ક્લેશ થયો અને પોતે આજ્ઞા કરી કે શ્રીમહાપ્રભુજીના સેવકને આ દુઃખ! જ્યાં સુધી કૃષ્ણદાસજી બંદીખાનામાંથી પાછા નહીં આવે ત્યાં સુધી હું પ્રસાદ નહીં લઉ. આવી દઢ પ્રતિજ્ઞાની વાત શ્રીગિરિધરજીએ તરત જ મથુરા પાછા આવી બીરબલને જણાવી, કૃષ્ણદાસને બંદીખાનામાંથી છૂટા કરાવી તેમને સાથે લઇ ચંદ્રસરોવર પાછા આવ્યા. કૃષ્ણદાસે શ્રીગુસાંઇજીની અતુલિત કૃપા જાણી સાષ્ટાંગ દંડવત્ કરી **પરમકૃપાલ શ્રીવલ્લભનંદન કરત કૃપા...**એ પદ શ્રીગુસાંઇજીને સન્મુખ ગાઇ સંભળાવ્યું. આવા છે પરમકૃપાલ શ્રીગુસાંઇજી, કે જેમણે પોતાના ઉપર અપકાર કરનારને પણ અતુલિત કૃપાનું દાન કર્યું!

પોતાના પ્રાણનાથની સેવા તથા દર્શનમાંથી દૂર થવાથી, શ્રીગુસાંઇજી અત્યંત વિરહતાપ ઉત્પન્ન થયો. શ્રીનાથજીની રાજભોગ આરતિ-અનોસર પછી રામદાસ મુખીયા-ભીતરીયા દરરોજ શ્રીગુસાંઇજીના દર્શન કરવા ચંદ્રસરોવર આવતા. શ્રીગુસાંઇજી શ્રીગોવર્ધનનાથજી માટે ફૂલની માળા હંમેશા તૈયાર કરી રાખતા. તે માળા સાથે વિજ્ઞપ્તિના શ્લોક લખીને રામદાસજીને સાતે શ્રીગોવર્ધનનાથજીને મોકલતા. શ્રીગોવર્ધનનાથજી તે વાંચીને રામદાસજીને પાછા આપતા જે રામદાસજી પોતાની પાસે રાખતા. જેથી શ્રીગુસાંઇજીની લખેલી વિજ્ઞપ્તિ પ્રગટ થઇ છે. આપશ્રીએ કુલ નવ વિજ્ઞપ્તિઓ લખી છે. જેમાંથી એકથી આઠ સુધી દરેકના ૨૫ શ્લોક અને નવમીના ૨૬ શ્લોક મળીને કુલ ૨૨૬ શ્લોકો છે. કોઇ કોઇ ઠેકાણે ઉત્કટ વિરહાવસ્થામાં પુંભાવને બદલે સ્ત્રીભાવે આ વિજ્ઞપ્તિઓ લખીને પોતાનો સાક્ષાત્ સ્વામિની ભાવ પોતે પ્રગટ કર્યો છે.

શ્રીગુસાંઇજીણી વિજ્ઞપ્તિના શ્લોકો વાંચી, શ્રીગોવર્ધનધર પોતે હંમેશા જે બીડું મોકલતા તે બીડાના પાન ઉપર પીકથી સીંક વડે પ્રતિઉત્તર લખીને મોકલતા, જે શ્રીગુસાંઇજી આપ વાંચીને જલમાં ઘોળીને પી જતા. જેથી શ્રીગોવર્ધનનાથજીના લખેલા શ્લોકો (પ્રતિઉત્તર) પ્રગટ થયા નથી.

આજે આપશ્રીના પ્રાગટ્યોત્સવ પર આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક જનોને અનેકાનેક વધાઇ.

**કૃપાસિંધુ શ્રીવિઠ્ઠલનાથ;**

**હસ્તકમલછાયા નીસ્તારે, હુતે જુ અધમ અનાથ. ૧**

**બાધા કછુ ન રહી તબ તનમન ભયે દષ્ટિ સનાથ;**

**ચતુર્ભુજ પ્રભુ તુમ સદા બિરાજહો શ્રીગિરિધર સાથ. ૨**

***।। શ્રીગોકુલનાથ કી જય ।।***

# શ્રીગોકુલેશ પાઠશાળા

## વર્ષ ૨ અંક ૮, માગસર સુદ ૧૧, ૨૦૬૫

## શ્રીમોક્ષદા એકાદશી વ્રત



## શ્રીગુસાંઇજી પ્રાગટ્યોત્સવ

શ્રીવિટ્ઠલનાથ અનાથ કે તારણ,

શ્રીવલ્લભગૃહે પ્રગટ રૂપ ઇહાં ધર્યો હે જગત હિત કારન.૧

દીનબંધુ કૃપાસિંધુ સહજ હી જગત ભકિત વિસ્તારન;

દાસચત્રભુજ પ્રભુ કે નિજમત ચલત લાલ ગિરિધરણ.૨